કવિ સામળભટ્ટ કૃત

# સિંહાસન બત્રીશી

વા

## બત્રીશ પુતળીની વાર્તા.

ભાગ ૧

( વાર્તા ૧ થી ૧૬. )


સરળ ગદ્યમાં ઉતારનાર:

કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ,

બી. એ. એલએલ. બી.—મુંબાઈ.

તંત્રી: "સ્ત્રીબોધ"

લેખક: "પુસ્તકાલય", "મારી વીસ વાર્તાઓ",

"રાજનીતિનો સંક્ષિપ્ત ઇતિહાસ", "ગૃહજીવનની સુંદરતા"



છપાવી પ્રસિદ્ધ કરનાર:

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ.,

આસિ. સેક્રેટરી, અમદાવાદ.

કિંમત દશ આના.

## સ્વ. ચંદ્રપ્રસાદ ગોવિંદલાલ સ્મારક ગ્રંથમાળાનો

### ઉપોદ્‌ઘાત.

સ્વ. ચંદ્રપ્રસાદ વિદ્યાર્થી અવસ્થામાં અકાળે અવસાન પામતાં તેમના આત્માના શ્રેયાર્થે તેમના પિતાશ્રી રા. ગોવિંદલાલ નરભેરામ ઠાકોરે રૂ. ૧૫૦૦ ના બોમ્બે સ્ટીમ નેવિગેશન કુંના પ્રેફરન્સ શેરો સોસાઇટીને તે ફંડના વ્યાજમાંથી, ધર્મ, નીતિ, ચારિત્ર્ય, કેળવણી અગર જનસુખાકારી સંબંધી સામાન્ય લોકોને ઉપયોગી તેમજ બોધકારક થઇ પડે તેવાં પુસ્તકો બનતાં સુધી લખાવવાને, સોંપ્યા છે. તદનુસાર તે ફંડના વ્યાજમાંથી પારિતોષિક આપી સોસાઇટી તરફથી નીચેનું પુસ્તક છપાવવામાં આવ્યું છે:—

| નંબર | પુસ્તકનું નામ | કિંમત |
|---|---|---|
| ૧ | સિંહાસનબત્રીસી ભા. ૧ લો | ૦—૮—૦ |



# નિવેદન.



કોઇકે ચાલુ સાહિત્ય યુગને નવલકથા યુગ કહ્યો હતો. એટલે કે નવલકથાઓ આ યુગમાં લખાય છે ઘણી, અને વંચાય છે અતિ ઘણી. આવા યુગમાં ગુજરાતી ભાષાના પ્રાચીન ખજાનામાંથી, થોડાં વાર્તા રત્નો પ્રજા સમક્ષ મુકવા માટે, કાંઇ ક્ષમા યાચવાની હોય નહિં.

આપણાં પુરાણો, એક રીતે વાર્તાના સાગરરૂપ છે. અને પુરાણોની વાર્તા જુદે જુદે સ્વરૂપે પ્રજા સમક્ષ આવેલી પણ છે. ગુર્જર કવિઓએ પણ પુરાણની વાર્તાઓ ઉપરથી સુંદર આખ્યાનો રચ્યાં છે. કવિ પ્રેમાનંદે આવાં કેટલાંએક આખ્યાનો આપણને તેમની રસભરી વાણીમાં આપ્યાં છે. પરંતુ પુરાણ સિવાય અન્ય વસ્તુ સંબંધી વાર્તાઓ તો કવિ શામળભટ્ટેજ આપી છે. આ કવિની અસલ કૃતિઓ વાંચવાની ધીરજ કે વિદ્વતા બધામાં હોતી નથી. તેમાં વળી આપણાં શિક્ષણમાં, ગુજરાતી ભાષાના પદ્ધતિસર અભ્યાસ પ્રત્યે જોઇએ તેવું ધ્યાન અપાતું નથી. એટલે વિદ્યાર્થીઓને પણ આ કવિઓની કૃતિઓનો ઉપભોગ કરવાનો નાદ લાગતો નથી. આ કારણથી આપણાં કવિઓનાં વાર્તા–કાવ્યો સરળ ગદ્યમાં લખીને પ્રજા સમક્ષ મુકવાની બહુ જરૂર છે.

સુભાગ્યે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ આ કામ હાથમાં લીધું છે, અને તેને પરિણામે કવિ શામળભટ્ટ કૃત સિંહાસન બત્રીસીમાંની કુલ બત્રીસ વાર્તાઓમાંની પ્રથમ

સોળ વાર્તાઓનો સંગ્રહ આ પુસ્તકમાં ગદ્યરૂપે ગુજરાતીઓ સમક્ષ ધરી શકાય છે. ગદ્યની ભાષા બનેતેટલી સરળ રાખી છે. અને વચ્ચે વચ્ચે કવિની કવિતાઓની વાનગી ચખાડવા માટે થોડી પદ્ય પંક્તિઓ પણ આપી છે.

ગુજરાતીઓ શામળભટ્ટનાં અસલ કાવ્યોને બદલેજ આ પુસ્તક વાંચીને સંતોષ માને, તે આ પુસ્તકનો ઉદ્દેશ નથી. પરંતુ અત્રે શામળભટ્ટની પ્રસાદીની વાનગી ચાખ્યા પછી, મૂળ કાવ્યો વાંચવાની વૃત્તિ થાય, એ આ પુસ્તકનો ઉદ્દેશ છે. અને આશા છે કે સમય મળતાં, તેમજ મૂળ કાવ્ય સમજવાની શકિત આવતાં, આ પુસ્તકનાં સર્વ વાચકો, અસલ કવિતાઓ વાંચશે.

આ વાર્તાઓ પદ્યમાંથી ગદ્યમાં લખવા ઉપરાંત, ટુંકાવવામાં પણ આવી છે. ટુંકાવતી વખતે વાર્તાના રસમાં ક્ષતિ ના આવે તેની ખાસ સંભાળ લીધી છે. વળી વધારે ભાગે આ વાર્તાઓ કોમળ વયના વિદ્યાર્થીવર્ગમાં વંચાશે, એમ ધારીને, એ વયમાં વાંચવા યોગ્ય ના હોય, તેવાં પ્રસંગો અને વર્ણનો પણ મુકી દીધાં છે કે ટુંકાવ્યાં છે.

આશા છે કે ઉગતી પ્રજા ગુજરાતી સાહિત્ય પ્રત્યે પ્રેમથી પ્રેરાશે.

મુંબાઇ.<br>
ફાગણ સુદ પુનેમ<br>
સંવત ૧૯૮૨.

કેશવપ્રસાદ દેશાઇ.

# પ્રસ્તાવના.

ગુજરાતી ભાષામાં કાવ્યસમૃદ્ધિ કાંઇ જેવી તેવી નથી. હાલની ગુજરાતી ભાષાને અત્યાર સુધીમાં, બે યુગમાં વ્હેંચવામાં આવે છેઃ પ્રાચીન યુગ અને અર્વાચીન યુગ. પ્રાચીન યુગ તે નરસિંહ મહેતાથી તે કવિ દલપતરામ સુધીનો. અને અર્વાચીન યુગ, તે કવિ દલપતરામની પછીનો. કવિ દલપતરામ આ બે યુગની વચ્ચે પુલ જેવા છે. અને અર્વાચીન યુગના આદિ કવિ, કવિ નર્મદ ગણાય છે.

આ ઉપરથી એમ નથી માની લેવાનું કે નરસિંહ મહેતાના સમય પહેલાં ગુજરાતી ભાષાનું અસ્તિત્વ જ નહોતું. જુની ગુજરાતી ભાષા જેને "અપભ્રંશ", કે "પ્રાચીન ગુજરાતી" પણ કહે છે, તે તો રા. બા. કેશવલાલ ધ્રુવના નિર્ણય પ્રમાણે ઇ. સ. ના દસમા અગીયારમાં શતકમાં પણ હતી. ત્યાર પછી તેરમા શતકના જૈન રાસાઓ પણ પ્રસિદ્ધિમાં આવ્યા છે. પરંતુ " ગુજરાતી " ભાષાના આદિ કવિ તો ઇ. સ. ૧૪૧૫ થી ૧૪૮૧ માં થઇ ગયેલા નરસિંહ મહેતાજ ગણાય છે. આ કવિના પ્રભાતિયાં ઘણાંજ લોકપ્રિય છે. અને હજીયે સવારના પહોરમાં, ગુજરાતીઓ તે શ્રદ્ધાપૂર્વક ગાય છે. આ પ્રમાણે લોકહૃદયમાં વાસ કરવો એ જેવા તેવા કવિનું કામ નથી.

આ સમય પછી, ભાલણ, ભીમ, અને પદ્મનાભ, કવિઓ થઇ ગયા. ત્યાર પછી જાણીતો કવિ તો સત્તરમાં

શતકમાં અખો ભગત, થઈ ગયો. (ઇ. સ. ૧૬૧૫ થી ૧૬૭૫) એણે તત્ત્વજ્ઞાન સંબંધી જ કવિતા લખી છે. એની "અખેગીતા" આજે પણ પ્રખ્યાત છે.

ત્યારપછી આપણા કવિ સામળ અને સમર્થ કવિ પ્રેમાનંદ થયા. આ બંને કવિઓ ઇ. સ. ૧૬૩૦ થી ૧૭૩૦ ના અરસામાં થઈ ગયા. કવિ પ્રેમાનંદ તો ગુર્જર કવિ શિરોમણી કહેવાય છે. તેમના આખ્યાનોથી તે લોકોમાં ઘણા પ્રિય છે. અને આ આખ્યાનોમાં ઉંચી કવિત્વ શક્તિ જણાઈ આવે છે. નળાખ્યાન, ચંદ્રહાસ આખ્યાન, મદાલસા આખ્યાન, સુદામા ચરિત્ર, ઓખાહરણ વગેરે તેમનાં ઘણાં કાવ્યો, આજે પણ હોંશથી ગવાય છે.

આ સમયમાં, માણભટ્ટની કથાઓનો પ્રચાર આખાયે ગુજરાતમાં ઘણો હતો. રામાયણ, મહાભારત, અને તેમાંના પ્રસંગોની કથાઓ, દર રાત્રે, બ્રાહ્મણો મેદાન કે ચોકઠાંઓમાં બેસીને કરતા હતા. જનસમાજને, આ કથાઓદ્વારા, આનંદ સાથે ધર્મ તથા નીતિના સંસ્કારો મળતા હતા. શીખેલા અને વગર શીખેલા, સૌ આ કથાનો લાભ સરખી રીતે મેળવતા હતા. તે સમયની આ એક અતિ ઉપયોગી સંસ્થા હતી.

સામળભટ્ટ પોતે પણ આવા કથા કહેનાર જ હતા. પરંતુ આ કથા કહેવા માટે પણ બ્રાહ્મણોએ, અમુક અમુક સ્થાનકો ઉપર પોતના હક્ક સ્થાપિત કરી દીધા હતા. અને કોઇ પણ નવા માણસને તેઓ, તે કામ કરવા દેતા નહોતા. આવા હકદારો તરફથી સામળભટ્ટને બહુજ હરકત નડી. અને તેના કામમાં અતિશય વિઘ્નો નંખાયા. આ ઉપરથી

સામળભટ્ટે વિચાર કર્યો કે, હું મારી કથાઓમાં નવીનતા આણું, તો હકદારોને હરાવી શકું. સામાન્ય રીતે કથાઓ ધાર્મિક વિષયો સંબંધીજ થતી હતી. તેમાં વર્ણનોમાં, અને કહેવાની રીતમાં, રસની જમાવટ કરવામાં આવતી હતી, પણ મૂળ અને મૂખ્ય વસ્તુ તો પુરાણની જ હતી. સામળભટ્ટે આ નિયમ તોડયો. અને સાધારણ વાર્તાઓની જ કથા કરી. અને આમાં તેમને જસ પણ મળ્યો. ધાર્મિક સિવાયની બાબતો સંબંધી કવિતાઓ રચનાર, અને કવિતામાં સંસારી વાર્તાઓ ગાનાર એ પ્રથમ જ ગુજરાતી કવિ છે. એના જેટલી વાર્તાઓ બીજા કોઈપણ ગુજરાતી કવિએ આપણને, ત્યાર પછી પણ, આપી નથી.

સામળભટ્ટના જન્મ અને મરણની ચોક્કસ માહિતી મળી નથી. પરંતુ તેમની કેટલીએક કવિતા ઉપરથી તે રચાયાની સાલ, તથા અન્ય કેટલીએક માહિતીઓ મળી શકે છે. રા. કૃષ્ણલાલ ઝવેરી જણાવે છે, કે એનો જન્મ ઈ. સ. ૧૬૪૦ ના આરસામાં થયો હશે, અને ઈ. સ. ૧૭૩૦ ના અરસામાં તે મરણ પામ્યો હશે. કવિ નર્મદાશંકર જણાવે છે કે સામળભટ્ટનો જન્મ સંવત ૧૭૪૦ ના અરસામાં અને મરણ સંવત ૧૮૧૦ ના અરસામાં હશે.

એક હકીકત એવી છે કે સામળભટ્ટ પોતાની ત્રીસ વર્ષની ઉમરે સિંહુજ ગામના પટેલ રખીદાસને મળ્યા હતા. જ્યારે તે રખીદાસને મળ્યા, ત્યારે તેમણે સિંહાસન બત્રીસીની પંદર વાર્તાઓ રચી હતી, અને તે સાલ સંવત ૧૭૮૫

ની હતી. એટલે એમનો જન્મ સંવત ૧૭૫૫ માં થયો હોવો જોઇયે.

સિંહાસન બત્રીસીમાં જણાવેલું છે કેઃ

"સંવત સત્તર સિત્તોતરે કરવા માંડયો ગ્રંથ
"પન્નર વાત પંચાશીઈ પુરણ કીધો પંથ.
"સિંહુ માચ થી રખીયલે કેડે તેડયો કવિરાજ,
"સત્તર વાત સંભળાવિઈ મોહોટા છો મહારાજ."

આ રીતે સં. ૧૭૭૭ થી ૧૭૮૫ સુધીમાં તેમણે સિંહાસન બત્રીસીમાંની પંદર વાર્તાઓ રચેલી. માણભટ્ટોની હરીફાઈમાં, આ વાર્તાઓ તેણે ગામડે ગામડે કહી હશે. અને તે લોકપ્રિય પણ થઈ જ હશે. તેની કીર્તિ સાંભળીને ખેડા જીલ્લાના માતર પરગણાના, સિંહુજ અથવા સુંજ ગામના પટેલ રખીદાસે તેને પોતાને ઘેર બોલાવ્યો. અને આ વાર્તાઓથી આનંદ પામીને બાકીની સત્તર વાર્તાઓ પણ પોતાને ત્યાંજ રહીને પુરી કરવા કહ્યું. તથા તેમની જીવાઈ માટે પસાયતું કરી આપ્યું. સામળભટ્ટ ત્યાંજ રહ્યા અને બત્રીસે વાર્તાઓ પૂરી કરી. વળી રખીદાસના પુત્ર મનજીને પ્રસન્ન કરવા "સુડાબહોતેરી"ની વાર્તાઓ પણ તેમણે ત્યાંજ રચી, એમ ઉલ્લેખ છે. આ રખીદાસના કવિયે સ્થળે સ્થળે બહુ વખાણ કર્યાં છે. અને વિદ્વાનોને આશ્રય આપનાર દાનેશ્વરી રાજા ભોજ સાથે તેની સરખામણી કરી છે.

સામળભટ્ટ પોતે શ્રીગોડ માળવી બ્રાહ્મણ હતા. અને શ્રીનગર અથવા અમદાવાદના એક પરામાં તે રહેતા હતા. આ પરાનું નામ વેગણપુર હતું. અત્યારે તે પરૂં ગોમતીપુરને નામે ઓળખાય છે. અમદાવાદના મીલ ઉદ્યોગને લીધે

 

આ પરૂ અત્યારે તો એટલું બધું બદલાઈ ગયું છે, કે બસેં વર્ષ ઉપર તે કેવું હશે, તેનો ખ્યાલ પણ ના આવી શકે. વળી સંવત ૧૭૮૫ માં તો સામળભટ્ટ સિંહુજ ગયા. અને ત્યાં પસાયતુ મળવાથી, પછી ત્યાંજ રહ્યા હશે. એટલે પોતાની પ્રખ્યાતીના કાળમાં તે વેગણપુરમાં ના રહ્યા. એટલે એમના સંબંધી કોઇ ખાસ માહિતી ત્યાં મળવાનો સંભવ નહિં. રખીદાસ પાસે એક દશોદી બારોટ રહેતો હતો. તેનું નામ ગુમાન બારોટ હતું. તેને માટે સામળભટ્ટની સિંહાસન બત્રીસીની વાર્તાઓ એક ચોપડામાં ઉતારી લીધેલી છે. આ ચોપડો અત્યારે પણ છે, અને તેને આધારે સાહિત્ય પરિષદ ભંડોળ કમિટી તરફથી સિંહાસન બત્રીસીની વાર્તાઓ મૂળ સ્વરૂપમાં પ્રસિદ્ધ થઈ છે.

સામળભટ્ટના પિતાનું નામ વીરેશ્વર, અને માતાનું નામ આનંદીબાઇ હતું. તેમના ગુરૂ કોઇ નાનાભટ્ટ નામે હતા. એમના એક પુત્રનું નામ પુરૂષોત્તમ હતું. તેમણે સંસ્કૃત, હિંદી, ફારસી, અને વ્રજ ભાષાનો અભ્યાસ કર્યો હતો. એમની ભાષામાં ફારસી શબ્દોનો વપરાશ, મોટા પ્રમાણમાં પહેલવહેલોજ જોવામાં આવે છે. એમણે પુરાણમાંથી કથા કરવાનું તજ્યું, એટલે વાર્તાઓની વસ્તુ માટે, સંસ્કૃત ઉપરાંત અન્ય ભાષાઓ તરફ પણ નજર નાંખવી પડી. તે વ્રજભાષાનું પિંગળ સારી રીતે જાણતા હતા. અને તેમણે એ પિંગળ અનુસારજ પોતાની કવિતાઓ રચી. ગુજરાતમાં "છંદ" ચાલુ નહોતા, એટલે "ચોપાઇ," "દોહરા," અને "છપ્પાઓ"માંજ તેમણે કવિતાઓ

રચી. છપ્પાએ તો સામળભટ્ટનું નામ અમર કર્યું છે. એક એવી લોકોક્તિ છે કે:

"છંદ, ચંદ, પદ સુર કે, દુહા બિહારીદાસ;
ચોપાઈ તુલસીદાસકી, છપ્પય સામળ ખાસ."

એટલે કે ચંદ બારોટના છંદ, સુરદાસના પદ, બિહારીદાસના દોહરા, તુલસીદાસની ચોપાઇ, અને સામળભટ્ટના છપ્પા ખાસ ઉત્તમ છે.

સામળભટ્ટના રચેલા ગ્રંથો નીચે પ્રમાણે જણાયા છેઃ

| | |
|---|---|
| સિંહાસન બત્રીસી. | રણસ્થંભ. |
| શિવપુરાણ. | સૂડાબહોત્તેરી. |
| રણછોડજીના શ્લોકો. | રેવાખંડ. |
| પદ્માવતીની વાર્તા. | અંગદવિષ્ટિ. |
| રાવણ મંદોદરી સંવાદ. | નંદબત્રીસીની વાર્તા. |
| સામળ રત્નમાળા. | ઉદ્યમકર્મ સંવાદ. |
| અભરામ કુલીના શ્લોકો. | બરાસકસ્તુરીની વાર્તા. |
| (અથવા રૂસ્તમ બહાદુરનો પવાડો.) | ચંદ્ર ચંદ્રાવતી. |
| ઓડાણો. | શુકદેવ આખ્યાન. |
| કાલી મહાત્મ્ય. | દ્રૌપદી વસ્ત્રાહરણ. |
| સુંદર કામદાર. | રખીદાસ ચરિત્ર. |
| ભોજકથા. | મદનમોહના. |
| વિશ્વેશ્વરાખ્યાન. | વિધાતાની વાર્તા. |

સિંહાસન બત્રીસીની વાર્તાઓ કવિ સામળભટ્ટે લોકરંજનને માટે રચેલી. આ વાર્તાઓ, દરેકેદરેક જુદી છે તો

પણ તેમાં સમગ્ર એકતા રાખીને, શ્રોતાઓનો રસ જાળવવા માટે, ભોજરાજાને વિક્રમરાયનું સિંહાસન મળી આવે છે, તે પ્રસંગ યોજ્યો છે. ભોજરાજા આ સિંહાસન ઉપર બેસવા જાય છે, ત્યારે સિંહાસનને જડેલી સુંદર બત્રીસ પુતળીઓને વાચા થાય છે, અને કહે છે કેઃ " જે કોઇ વિક્રમરાય જેવો પરાક્રમી, પરદુઃખભંજન, અને દાનવીર થશે, તેજ આ સિંહાસન ઉપર બેસી શકશે. " આ ઉપરથી ભોજરાજા પૂછે છે કેઃ " એવાં તે એણે શાં કામ કર્યાં હતાં ? " એટલે દરેક પુતળી વારાફરતી વિક્રમરાજાના એકએક પરાક્રમની વાત કહે છે. અને તે ઉપરથી આ પુસ્તકનું નામ " સિંહાસન બત્રીસી " અથવા " બત્રીસ પુતળીની વાર્તા " પાડેલું છે. આ રીતે જો કે બત્રીસે વાર્તા, એક બીજાથી સ્વતંત્ર છે, તો પણ આખું પુસ્તક તે એકજ વાર્તા છે એવો ભાસ આવે છે, અને વાંચનાર બધીજ વાર્તાઓ જાણવા ઉત્સુક રહે છે. વળી પુસ્તકના રસમાં વૃદ્ધિ કરવા માટે દરેક પુતળીનાં નામ પાડેલાં છે. દરેક વાર્તાની શરૂઆતમાં ભોજરાજા સિંહાસન ઉપર બેસવા જાય છે, એવો પ્રસંગ ઉપસ્થિત કર્યો છે, અને દર વખતે જુદીજ પુતળી વિક્રમના નવા પરાક્રમની વાત કહે છે, અને વાર્તાને અંતે તે ઉડીને આકાશમાં જાય છે.

કેટલીએક વાર્તામાં પાછી અંતર વાર્તાઓ છે. આ સંગ્રહમાં " અબોલા રાણીની વાર્તા " અને " કાષ્ટના ઘોડાની વાર્તા "માં આવી અંતર વાર્તાઓ છે. શામળભટ્ટે, વાર્તાઓમાં સંભવિત કે અસંભવિતનો વિચાર નથી કર્યો. દેવ,

માતા, અપ્સરા, નાગકન્યાઓ, બોલતાં પક્ષીઓ, અને રાક્ષસો વગેરે સર્વ આ વાર્તાઓમાં આવી જાય છે. અને એ રીતે અદ્દભુત રસની જમાવટ ઘણે ઠેકાણે થઈ છે. વહેવાર અને શાણપણના પ્રસંગો પણ વાતોમાં ઘણા છે. એ રીતે સામાન્ય જનસમાજની કેળવણીનું કાર્ય પણ આ વાર્તાઓદ્વારા સારી રીતે થયું હશે. પુરાણીઓની કથાઓદ્વારા રામાયણ મહાભારતની વાતો તો લોકોએ સાંભળી હશે. પરંતુ સામળની વાર્તાઓ તો પોતાના જેવાંજ માણસોની હોવાથી તેની અસર વળી કાંઈ લોકો ઉપર જુદીજ થઈ હશે. દેવદેવીઓની વાતોમાંના આદર્શો કદાચ જનસમૂહને દુરદુરના આદર્શો લાગ્યા હશે, પણ સામળની સામાન્ય જનોની અને વહેવારૂ વાતોમાંના આદર્શો તો તે કાળના લોકોના મનમાં સચોટ વસી ગયા હોય તો નવાઇ નહિં.

સામળભટ્ટની કેટલીએક વાતોમાં અનીતિના પ્રસંગો બહુ ઉઘાડી રીતે વર્ણવેલા છે. કદાચ છેક ગ્રામ્ય લોકોમાં આ વાર્તાઓ કહેવાઈ હોય, તેથી તે વર્ગને આનંદ આપવા માટે આ પ્રસંગો ઉપજાવ્યા હોય; અથવા તો તે સમયની રહેણીકરણીનો છાપરૂપે પણ તે ઉપજાયા હોય. સામળભટ્ટ પોતે પણ આ પ્રસંગોથી પોતાની નિંદા થવાનો સંભવ છે, એમ જાણતા હતા. કારણકે તેઓ ઘણે ઠેકાણે જણાવે છે, કે દરેક જણ આ કવિતાઓમાંથી પોતાની વૃત્તિ અનુસાર તાત્પર્ય લેશે. જો કોઈ અંદરથી ખોટો બોધ લે તો દોષ કવિતાનો નહિં, પણ તે માણસનો છે.

"જેને જેવું સુઝશે, પાપ પુણ્યની પીઠ;
"કમળો જેની આંખમાં, તેણે પીળું દીઠ.

"જેને જેવું સુઝશે, તેનું દીલ તે ઠામ;
"નહો, વંહો, તજો, ભજો, કવિતાને શું કામ."

સાક્ષરશ્રી ગોવર્દ્ધનરામ કવિ સામળભટ્ટને સુધારક કવિ કહે છે. તેઓ લખે છે કેઃ "એણે કલ્પેલાં સ્ત્રી પુરૂષો, ન્યાતજાતના ભેદ વગર લગ્ન સંબંધ બાંધે છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય, કવિયે સરજાવેલી સૃષ્ટિમાં, પરસ્પર લગ્ન સંબંધ બાંધે છે. અને તે પણ માતપિતાની આજ્ઞા લોપીને, તરંગને વશ થઇ, સૌંદર્યથી લુબ્ધ થઇ, અથવા તો ખરા પ્રેમથી બાંધે છે."

સામળભટ્ટની પાત્રરચનાનો કાંઈ આ ખરો અર્થ કહેવાય નહિં. આ સર્વ રચના હેતુપૂર્વક થઇ હશે, એમ કહેવા માટે આપણા પાસે સબળ સાધન નથી. જે મૂળ ઉપરથી વાર્તાની રચના થઇ હોય, અથવા તો જે સમુહ આગળ વાર્તા કહેવાઇ હોય, તેના ઉપર આ પાત્રરચનાનો આધાર હોય. એમ તો વિક્રમરાજાના અસંખ્ય લગ્ન સામળભટ્ટે કરાવ્યા છે. દમની ધાંચણ, અને કુંચી કંદોયણ, નાગકન્યા, અને રાક્ષસ કન્યા, એ સર્વ સાથે એકી વખતે રાજા લગ્ન કરે છે. વળી કેટલીએક વાર તો તે લગ્ન કરતી વખતે કન્યા સાથે શરત કરે છે કે ગમે તેને તે કન્યા તે ભેટમાં આપી શકશે. આ ઉપરથી કાંઇ કવિના સામાજીક સિદ્ધાંતો સંબંધી મત બાંધી શકાય નહિં. છતાંયે ગોવર્દ્ધનરામભાઇનો નીચેનો અભિપ્રાય તો આપણે કબુલ રાખી શકીયેઃ

"શામળભટ્ટે શ્રોતાઓ સમક્ષ, પોતાના દેશીઓના વિનાશક અને સંકુચિત સંસારી રીવાજોનું ઉલ્લંઘન કરતાં,

ઉચ્ચ કોટીનાં મનુષ્યોની એક નવીન જ સૃષ્ટિ ઉત્પન્ન કરી છે. જે ઔદાર્ય અને સ્વતંત્રતા, આપણા સંસારના દુરાગ્રહ અને વહેવાર સહન ન કરી શકે, તેવાં ઔદાર્ય અને સ્વતંત્રતાના નિયમો બતાવતાં પાત્રો—માત, પિતા, અને સંતાન,—સ્ત્રી અને પુરૂષ—એણે પોતાના શ્રોતાઓ સમક્ષ દૃષ્ટાંત રૂપે રજુ કર્યાં છે.”

હેતુપૂર્વક કે ગમે તેમ, પણ ઉપરની પાત્રસૃષ્ટિ તો, સામળે રચીજ છે. અને તેની કાંઇકિ કાંઇક અસર, સમાજમાં ના થાય, તે તો નાજ બને.

સામળભટ્ટની ઘણી યુકિતઓ—કહેવતો—જનસમાજે ગ્રહણ કરી છે. અને આ યુકિતઓ, હજીપણ વિદ્વાનો તેમજ ગામડીઆઓને મુખેથી સંભળાય છે. આ રીતે તેણે દેશના ભિતરમાં અમુક સંસ્કૃતિનો પ્રસાર સુંદર રીતે કર્યો છે. તેમજ ગ્રામ્ય વસ્તીને પણ ડહાપણ અને જ્ઞાનની લ્હાણુ આપી છે.

“ શામા રત્નની ખાણુ છે. ”
“ પેટ કરાવે વેઠ. ”
“ જીવતો નર ભદ્રા પામશે. ”

આ અને આવી કેટલીએ ઉકિતઓના ઉત્પાદક આપણા સામળભટ્ટ છે. તેમજ નારી મહિમા, ધન મહિમા, નામ મહિમા, સત્ય મહિમા, ઉદ્યમ મહિમા, વગેરે સંબંધી અસંખ્ય છપ્પાના ચરણો, હજીયે ગામડાઓમાં પણ, લોકોને કંઠે છે. આ રીતે આ કવિ ચિરંજીવ જ છે.

એણે પોતાની કવિતામાં લોકોનાં મનરંજન ઉપરાંત, જ્ઞાનવૃદ્ધિનો હેતુ પણ રાખેલો જ છે. સિંહાસન બત્રીસીની

વાર્તાઓને તો એ "પરમાર્થ પુરાણ" કહે છે. અને વિક્રમરાજાના "વિખાણુ" એટલે "વ્યાખ્યાનને એ પાંચમા વેદ તરીકે જણાવે છેઃ

"જેહવૂં શ્રીમદ્ ભાગવત, જેહવૂં રામ ચરિત,
"તેહવૂ ચરિત વિક્રમતણું, પુરાણુ મન્ન પવિત્ર.
"પરમાર્થને પૂણ્ય ઘણું, કવિત ચાતુરી ભેદ,
"પંડિત હસ્યે તે પારખે, વિખાણુ પાંચમો વેદ."

એ ધીટ અને સંસ્કારી કવિ છે. એના ક્ષેત્રમાં તો તે એકલો જ છે. એણે કોઈનું અનુકરણ કર્યું નથી. તેમ એને માર્ગે જનાર કોઈ નીકળી શક્યો નથી.

આ કવિની લોકપ્રિયતા અત્યારે પણ એટલી જ છે. નાટક અને સીનેમાવાળાઓ એની વાર્તાઓ તરફ હજીયે નજર નાંખે છે. અને પંચદંડ, ભદ્રાભામિની, નંદબત્રીસી, સ્વપ્નસુંદરી વગેરે વાર્તાઓ ઉપરથી રચાયલા સીનેમા આજે પણ પંકાય છે.

આ સરળ, બહુશ્રુત, કલ્પનાશાળી, વહેવારીયો કવિ, વાંચનારનું દીલ સહેજમાં હરી લે છે. આવા કવિ માટે આપણે વ્યાજબી રીતે અભિમાન ધરી શકીયે છીયે. એના સમકાલિન, અને પ્રતિસ્પર્દ્ધિ, કવિ પ્રેમાનંદ, એના કરતાં, કવિત્વશકિતમાં અધિક હતા, તોપણ ગુજરાતી ભાષાના ગૌરવની વૃદ્ધિમાં સામળભટ્ટનો હિસ્સો કાંઈ જેવો તેવો નથી.

**કેશવપ્રસાદ દેસાઈ.**



# અનુક્રમણિકા.





# રાજા ભોજને

# સિંહાસન કેવી રીતે મળ્યું,

# તેની વાર્તા.



# રાજા ભોજ અને સિંહાસન

**શામળ કહે હું મંદમતિ, ઈચ્છું મોટું કાજ;**
**વિક્રમાર્ક મહિમા કહું, રાખો મારી લાજ.**

આમ વિવેકના બોલ કહીને કવિ શરૂઆતમાં ગણુપતિ વગેરે બધા દેવોની સ્તુતિ કરે છે.

**કહે સામલ સહુને નમું, અરજ એક ચિત્તમાં ધરો;**
**વિક્રમ ચરિત્ર વરણુવ કરૂં, તે પ્રીત ધરી પૂરણ કરો.**

ખેડા જીલ્લાના સિંહજ ગામના રહેવાશી પટેલ રખીદાસે પોતાના ઉપર ઉપકાર કરી પુસ્તક પ્રસિદ્ધ કરવામાં મદદ કરી હતી તે વાત પણ ત્યાર પછી લખે છે.

કવિ પોતાની ઓળખાણ પણ આપે છે;

**શ્રીગોઠ માલવી શુભ, શ્રીય નગરમાં વાસ;**
**વીરેશ્વર વેદે સામકી, સુત શ્રી શામળદાસ.**

ત્યાર પછી તે પોતાની વાર્તા શરૂ કરે છે.

માળવા દેશમાં ધારાનગરી નામે એક મોટું શહેર હતું. ત્યાં ભોજ નામે રાજા રાજ કરતો હતો. આ નગરને એકસો દસ દરવાજા હતા; બત્રીસ બારીયો હતી; પંચાણું

પરાં હતાં; પંદર રસ્તાઓ હતા; પાણીના ઘણા ઘાટ હતા; બસોબાર કુવા ને વાવો હતી; અને તે નગરમાં ભાતભાતના લોક બહુ સુખથી રહેતા હતા. રાજાના દરબારમાં પંદરસે વિદ્વાન પંડિતો રહેતા હતા, અને વળી જે કોઈ માણસ નવી કવિતા રચી લાવતું હતું તેને રાજા ભોજ મોટું ઈનામ આપતો હતો. કવિ માઘ અને કવિ કાળીદાસ જેવા વિદ્વાન કવિઓ પણ આ દરબારમાં હતા. આ ભોજરાજાના નગરમાં એક ગરીબ પણ પવિત્ર બ્રાહ્મણ રહેતો હતો. તેનો એક સોની ભાઈબંધ હતો. એક દિવસ આ સોનીએ તે બ્રાહ્મણને કહ્યું કે, ચાલ આપણે કોઈ પરદેશ જઈએ, અને ત્યાંથી બહુ ધન કમાઈ લાવીએ. જો મોટા મહેલ અને હવેલીઓ બાંધવી હોય તો પરદેશ ગયા વગર છુટકો નથી. બ્રાહ્મણને પણ આ વાત સાચી લાગી, અને પોતાની સ્ત્રીને સમજાવી. પછી તે અને પેલો સોની થોડે દિવસે પરગામ જવા નીકળ્યા. ફરતા ફરતા દરિયાકીનારેના કનકપુર નામે એક ગામમાં તે આવ્યા. ત્યાં વિજયપાળ નામે રાજા રાજ કરતો હતો. ત્યાં આગળ તે બ્રાહ્મણે નિશાળ માંડી. રાજાને તે વાતની ખબર પડી, એટલે બ્રાહ્મણને બોલાવ્યો. બ્રાહ્મણને પછી પોતાને ઘેર રાખ્યો ને પોતાનાં બાળક ભણાવવાને સોંપ્યાં. એમ કરતાં કરતાં બાર વરસ થયાં. સોનીએ પણ આ અરસામાં સારા પૈસા એકઠા કર્યા હતા. તેને પોતાને ગામ જવાનો વિચાર થયો. તે વાત જાણી એટલે બ્રાહ્મણને પણ ઘેર જવાનું મન થયું, તે રાજાજીની રજા લેવા ગયો એટલે રાજાજીએ કહ્યું કે, તમારે જાતે ઘેર જઈને શું કામ

છે ? તમારા મિત્ર ઉપર વિશ્વાસ હોય, તો હું તમને ધન આપુ તે તમારી સ્રીને મોકલી આપો. બ્રાહ્મણ કહે કે મિત્રને લીધે તો હું અહિં આવ્યો છું. મને એના ઉપર પુરો વિશ્વાસ છે.

રાજા કહે કે, એ જાતનો સોની છે:

" ભૂપત કહે સાંભળ રે બ્રહ્મ કહુ સોની કેરૂં કર્મ;
" તસ્કર સૌ તણો સરદાર, ક્રોડ વસા જાણો સોનાર.
" સોની તણો વિશ્વાસ જ કરે, તે ડહાપણ પોતાનું હરે;
" મોકલશો ધન આપી જેહ, ક્ષેમ કુશળ પહોંચે નહિ તેહ. "

તોપણ બ્રાહ્મણે તો કહ્યું કે, મારા મિત્રનો મને પૂરો વિશ્વાસ છે. એટલે રાજાએ તેને ચાર કિંમતી રત્ન આપ્યાં. આ રત્ન બ્રાહ્મણે પેલા સોનીને આપીને કહ્યું કે, " ભાઈ મારી સ્રી દુઃખમાં દિવસ ગાળતી હશે, તેને આ ચાર રત્ન આપજે." સોની રત્ન લઇ વિદાય થયો. રસ્તામાં તેને વિચાર આવ્યો કે, આ રત્ન હું બ્રાહ્મણીને નહિ આપુ તો કોણ જાણનાર છે ? પોતાને ગામ પહોંચ્યા પછી તે સોનીએ ગામના ચાર પટેલીઆને બોલાવી તેમને લાંચ આપી, અને કહ્યું કે તમારે હમેશાં એમ સાક્ષી પૂરવી કે મેં ચાર રત્ન બ્રાહ્મણીને આપ્યાં છે. પછી તે બ્રાહ્મણને ઘેર ગયો અને કહ્યું કે મારૂં નશીબ તો પરદેશમાં ઉઘડયું, પણ બિચારા બ્રાહ્મણને હજી નશીબે યારી આપી નથી. પણ એ જ્યારે ઘણું ધન કમાશે ત્યારે પાછો આવશે. એમ કહી તેણે બ્રાહ્મણીને ચાર હુણ ( એક જાતના સિક્કા ) આપ્યા; અને કહ્યું કે મારી સાથે તારા પતિએ આ ચાર હુણ મોકલ્યા છે તે હું

તને આ પંચ દેખતાં આપુ છું. સોની ત્યાર પછી પોતાને ઘેર ગયો, અને બીચારી બ્રાહ્મણીના ચાર હુણ તો જોતજોતામાં ખરચાઇ ગયા. પેલો બ્રાહ્મણ તો પોતાનું કામ કર્યાં કરે છે. થોડે દિવસે રાજાના પુત્રો ભણી રહ્યા, એટલે તેણે રાજાજી આગળ હાથ જોડી પોતાને ઘેર જવાની રજા માગી. રાજા પણ તેના કામથી સંતોષ પામ્યા હતા. તેમણે ખુશીથી તેને જવાની રજા આપી, અને કહ્યું કે આપેલાં ચાર રત્ન તમે તમારે ઘેર મોકલ્યાં છે તેમાંથી અખૂટ ધન આવશે; તે તમે નિરાંતે ભોગવજો. બ્રાહ્મણ પોતાને ગામ ગયો, એટલે તેને જોઈ તેનાં સગાંવહાલાં બહુ આનંદ પામ્યાં. ભાઇબંધ દોસ્તદાર બધા મળવા આવ્યા. પેલો સોની પણ મળવા આવ્યો અને મોડી રાત સુધી વાતો કરી. બધાના ગયા પછી બ્રાહ્મણે પોતાની વહુને પુછયું કે મેં "તને સોની સાથે ચાર રત્ન મોકલ્યાં હતાં, તોપણ તું આમ દુઃખમાં કેમ જીંદગી ગાળે છે? હવે તે રત્ન કાઢો, અને આપણે તે વેચી છોકરાં પરણાવીયે, હવેલીઓ બંધાવીએ, અને મહારૂદ્ર આદિ ધર્મદાન કરીયે." બિચારી બ્રાહ્મણી તો આ સાંભળીને વિચારમાંજ પડી ગઇ કે આ રત્નની શી વાત કરે છે!! તેનું આવું મુખ જોઈ બ્રાહ્મણે તેને પુછયું કે સોનીએ તને રત્ન આપ્યાં હતાં કે નહિ? બાઇયે ના કહી એટલે તે નિરાશ થઈ ગયો, અને તરતજ પેલા સોનીને ઘેર ગયો. ત્યાં જઈ તેણે સોનીને કહ્યું કે, "ભાઈ, તેં બહુજ સારી અક્કલ વાપરી અને સ્ત્રી–જાત જાણીને મારી પત્નીને, મેં આપેલાં રત્ન આપ્યાં નહિ તે પણ ઠીક કર્યું."

સોની કહે કે, "ભાઈ, તું મારે ગળે કેમ પડે છે? મેં તો રત્ન તારી સ્ત્રીને તરતજ આપી દીધાં છે, અને વળી ચાર સાક્ષી પણ રાખ્યા છે." આ ઉપરથી તકરાર આગળ ચાલી અને બ્રાહ્મણે દરબારમાં ફરિયાદ કરી. સોનીએ પેલા પંચને સાક્ષીમાં મૂકયા અને તેમના પુરાવા ઉપરથી રાજાએ ઠરાવ્યું કે રત્ન તો બ્રાહ્મણીને મળ્યાં છે. પછી ખોટી ફરિયાદ કરવા માટે બ્રાહ્મણ તથા બ્રાહ્મણીને દેશનિકાલ કર્યાં. તેઓ બિચારાં નિરાશ થઇને ગામ બહાર ચાલ્યાં.

આ ગામની બહાર એક ટેકરો હતો. તે ટેકરા ઉપર એક રબારીનો છોકરો બેસતો હતો. તેને વિષે એમ કહેવાતું હતું કે તેની જાતમાં અક્કલ ઓછી હતી; પણ તે ટેકરાનું સત એવું હતું કે તે છોકરો ખરેખરો ન્યાય તોળતો હતો. તેની સાથે ગામના અઢારે વર્ણના બાળકો રમત રમતા હતા. આ બ્રાહ્મણ અને બ્રાહ્મણી તે ટેકરા આગળ થઇને રડતાં રડતાં જતાં હતાં. તેમને જોઈને પેલા બાળકો તેમને ગોવાળ પાસે લઈ ગયા. બધી હકીકત સાંભળી એટલે બધા છોકરાઓ ગામમાં દોડયા અને સોનીને તથા પંચના માણસોને બોલાવી લાવ્યા. સોનીએ પોતાની હકીકત કહી, અને પંચના માણસોએ તેને ટેકો આપ્યો. પછી પેલા ગોવાળે પંચના માણસોને જુદા બોલાવ્યા. બધાને જુદા પાડ્યા પછી કહ્યું કે તમે એ રત્ન જોયાં હતાં તો તેનો બરોબર ઘાટ મને બતાવો. આ લોકોએ તો રત્ન જોયાંજ નહોતાં એટલે દરેક જણે મનમાં આવ્યો તેવો ઘાટ બતાવ્યો. કોઈયે ગોળ તો કોઈયે ચોરસ અને વળી કોઈયે

ત્રિકોણ. કોઈનાએ ઘાટ સરખા આવતા નહોતા. આમ થયું એટલે તેણે છોકરાઓને કહ્યું કે આ સાક્ષીઓ જુઠા છે માટે એમને મારો. મારની બીકથી તે લોકોએ ખરી વાત કહી દીધી. પછી પેલા સોનીને પણ મારવા માંડયો. બધી બાજી હાથમાંથી ગઈ એટલે તેણે પણ ખરી વાત કહી અને રત્ન સંતાડયાં હતાં તે જગ્યા બતાવી દીધી. છોકરાઓ ત્યાં જઈને રત્ન લઈ આવ્યા અને તે બ્રાહ્મણને આપ્યાં.

આ વાતની રાજા ભોજને જાણ થઈ, એટલે તેને તે ટેકરા સંબંધી બહુજ કુતુહલ થયું. ગોવાળના છોકરાની આવી બુદ્ધિ હોય એમ તો તેના દેખાવ ઉપરથી રાજાને લાગ્યું નહિ. તે ઉપરથી રાજા અને વજીરને એમ થયું કે આ બધો પ્રતાપ આ સ્થાનનો હોવો જોઈએ. એમ ધારીને તેમણે તે ટેકરો ખોદવાનો હુકમ કર્યો. ખોદતાં ખોદતાં અંદરથી એક અતિ સુંદર, મનોહર સિંહાસન હાથ લાગ્યું. તે ગોળાકાર હતું, અને તેમાં ગજ ગજને અંતરે એક એક બહુજ સ્વરૂપવાન સુવર્ણની પૂતળી મુકેલી હતી. દરેક પૂતળીના હાથમાં જુદાં જુદાં વાજીંત્ર હતાં, અને તેમનાં મ્હોં પૂનેમના ચંદ્ર જેવાં સુશોભિત હતાં. રાજા ભોજે આ સિંહાસન ઉપર બેસવા ઇચ્છા કરી અને બ્રાહ્મણો પાસે શુભ મુહૂર્ત જોવડાવ્યું. તે દિવસે દરબાર ભરાયો છે. ભાટચારણો અને બંદીજનો રાજાજીના ગુણગાન કરી રહ્યા છે. જાચકોને દાન અપાય છે. સર્વત્ર આનંદ આનંદ થઈ રહ્યો છે. ભોજ રાજાએ સિંહાસનની પૂજા કરી. પછી રાજાજી સિંહાસન ઉપર બેસવા ગયા. રાજા આસન ઉપર પગ મૂકવા જાય છે એટલે તરતજ

એક પૂતળી, 'હાં, હાં,' કરીને બોલી ઉઠી કે, "ખબરદાર જો આ સિંહાસન ઉપર પગ મૂક્યો તો!!" આખી સભા બહુજ અચંબો પામી. ભોજ રાજાએ પગ પાછો ખેંચી લીધો, અને હાથ જોડીને બોલ્યોઃ "તમે કોણ છો, અને શા કારણથી મને સિંહાસને બેસવા ના કહો છો તે કહો." તે પૂતળી બોલી કે, "હે રાજા ભોજ, હું તો માત્ર પૂતળી જ છું, અને મારૂં નામ નંદા છે.

નંદા નામે કહે પૂતળી, ભોજ સુણો આ ઠામ;
સિંહાસન વિક્રમતણું, પરદુઃખ ભંજન નામ.

\+ + + +

તે સરખો દાતા થશે, તે બેસે એહ ઠામ;
બીજો સિંહાસન પૂજશે, નહિ બેઠાનું કામ.

આ સિંહાસન તો પરદુઃખ ભંજન રાજા વિક્રમનું છે. તેણે વીર વૈતાળને વશ કર્યો હતો અને પરોપકાર માટે પોતાનો દેહ સમર્પણ કર્યો હતો. તેના નામનો સંવત હજી પણ દેશમાં ચાલે છે. તે રાજાના જેવો પરોપકારી અને બહાદૂર રાજા જે થશે તેજ આ સિંહાસન ઉપર બેસી શકશે. બીજાઓએ તો માત્ર તેની પૂજા કરવાની છે." આ સાંભળી ભોજ રાજાએ પૂછ્યું: "એ રાજાએ એવાં તે શાં પરાક્રમનાં અને પરોપકારનાં કાર્ય કર્યાં હતાં તે મને કહો તો ખરાં?" તે ઉપરથી નંદા પૂતળીએ હરણની વાત શરૂ કરી. આ રીતે સિંહાસન બત્રીસીની વાર્તાનો આરંભ થાય છે.



વાર્તા ૧ લી.

# હરણની વાર્તા.

પૂતળી નંદા.

# હરણની વાર્તા.

નંદા નામની પૂતળી કહે છેઃ—

ક્ષીપ્રા નદીને તીરે ઉજેણી નામે મોટી નગરી હતી. તે જાત્રાને માટે પ્રખ્યાત હતી. ત્યાં સિદ્ધવડ હતો. તેમાં શ્રી શંકર, વીર વૈતાળ, અને બાવન વીર, ચોસઠ જોગણીઓ તથા ગાંધર્વો વગેરે રહેતાં હતાં. ગામ બધું ધર્મનિષ્ઠ હતું અને રાજા વિક્રમ ત્યાં રાજ્ય કરતા હતા. તે નગરમાં નરપતીઓ નામે એક માણસ રહેતો હતો. તેને એક સ્રી અને ચાર છોકરાં હતાં. તે દરરોજ રાત્રે મહોલ્લાઓમાં ખેલ કરતો અને દિવસે વનમાં ફરીને, સાંજ પડે તે પોતાની સ્રી બાળક માટે ખોરાક લાવતો હતો. એક દિવસ ઘણોયે આથડયો તો પણ કાંઈ ખાવાનું મળ્યું નહિ. તેણે વિચાર કર્યો કે ખાલી હાથે ઘેર જઇને કરવું શું ? એમ ધારીને તે રાત્રે તે જંગલમાંજ રહ્યો. વાઘ વરૂની બીકથી તે એક મોટા વડ ઉપર ચઢીને ડાળીયોની ઘટા ઉપર આડો પડી રહ્યો. થોડી રાત ગઈ એટલામાં તો ત્યાં ઘણોજ આશ્ચર્યકારક બનાવ બન્યો. સાત માણસો મશાલો સાથે ત્યાં આવ્યા. પછી તેમણે હાથથી નિશાની કરી એટલે તો અસંખ્ય માણસો ત્યાં આવી પહોંચ્યા. મશાલોથી બધે ઝગઝગાટ પ્રકાશ પડી રહ્યો.

આસપાસ લોકોના ઉપયોગ માટે દુકાનો પણ ગોઠવાઈ, અને જાણે એક શહેર વસી ગયું હોય તેવો દેખાવ થઈ ગયો. વચ્ચે દરબારની માફક આસનો ગોઠવાયાં અને તે બધાની મધ્યમાં એક સુવર્ણનું સુંદર સિંહાસન ગોઠવાયું. થોડીવારમાં એક હરણ આવીને તે સિંહાસન ઉપર બેઠો અને ગાન તાન ચાલવા લાગ્યાં. પેલો નરપતીઓ તો આ બધું જુવે અને ઉંચો નીચો થાય. એને એમ થવા લાગ્યું કે આ બધું સ્વપ્નું છે કે ખરૂં ? સવાર થતાં પહેલાં તો આ બધું વિખરાઇ ગયું અને હતું તેવું થઇ રહ્યું. પછી નરપતીઓ પોતાને ઘેર ગયો અને સ્ત્રીને બધી વાત કહી. સ્ત્રીએ કહ્યું, "તમે ખાલી હાથે ઘેર આવ્યા છો તેથી આ બધી બનાવટી વાત કરો છો." પછી તેઓ બન્નેએ ફરીથી તેજ સ્થળે જવાનો નિશ્ચય કર્યો, અને રાત્રે તે વડ ઉપર ધણી ધણીયાણી બે છુપાઈ રહ્યાં. બધો જ દેખાવ ફરીને આગલી રાત જેવોજ થયો. વહાણું વાતાં તો બધું ખલાસ થઇ ગયું. એટલે આ બન્ને પોતાને ઘેર ચાલ્યાં. તેમણે વિચાર કર્યો કે આ બનાવથી આપણા રાજાને માથે કાંઇ સંકટ હોય તો આપણે આ બાબતની રાજાજીને જાણ કરવી જોઇયે. એમ વિચારી તેઓ બન્ને દરબારમાં ગયાં અને રાજાજીને આ વાત કહી. તે સાંભળી રાજાયે કહ્યું કે આપણે આજે રાત્રે પાછા એજ સ્થળે જઈને બધું જોઇશું.

તે દિવસે પણ તેઓ ત્યાં ગયા અને પેલા વડ ઉપર છુપાઈ રહ્યા. ફરી પાછો તેનો તે દેખાવ તેમની નજરે પડ્યો. મ્હો ફાટતાં પેલો હરણ ચાલવા લાગ્યો ત્યારે વિક્રમે

વિચાર્યું કે હું ક્ષત્રીય છું અને મૃગયા રમવાનો મારો ધર્મ છે. જો આ પ્રમાણે આ હરણને હું જવા દઉં તો મને લાંછન લાગે, એમ કહી તેણે તે હરણ ઉપર તાકીને તીર માર્યું. હરણ ઘવાઈને પડયો અને મરણ પામ્યો. રાજા વિક્રમ એકદમ નાચે ઉતર્યો અને પેલા સિંહાસન ઉપર બેઠો. પેલું બનાવટી નગર ત્યાંને ત્યાં સ્થંભી રહ્યું. પરંતુ થોડી વારમાં એક અજાયબીભર્યો બનાવ બન્યો. આકાશમાંથી એક વિમાન ઉતર્યું અને પેલા હરણને તેમાં બેસાડયો. તે વિમાન ચાલી જતું હતું તેને પકડીને વિક્રમ રાજાએ પૂછ્યું કે આ શું છે ? ત્યારે વિમાનમાંના માણસો બોલ્યા કે, "આ હરણ કાંઈ સામાન્ય હરણ નથી. એ તો ઇંદ્રનો પુત્ર છે. શ્રાપને લીધે તે હરણનો અવતાર લઇને આવ્યો હતો. પરંતુ તેણે આજીજી કરી હતી તેથી ઇંદ્ર રાજાયે એમ કહ્યું હતું કે રાજા વિક્રમને હાથે તારૂં મોત થશે ત્યારે તું સ્વર્ગમાં પાછો આવીશ." એટલું કહ્યા પછી વિમાન ચાલી ગયું.

પેલું નગર તો હમેશને માટેજ રહી ગયું. રાજા સિંહાસને બેઠો અને પેલા નરપતીયાને કહ્યું કે "તારે જોઇયે તેટલું ધન અને ધાન્ય માગી લે, હવે ભૂખમરો વેઠીશ નહિ." પરંતુ તેના માં ઉપર આનંદ દેખાયો નહિ. રાજાએ તેને પૂછ્યું, "ભાઈ, તારા મનમાં શો વિચાર ચાલે છે તે મને કહે." ત્યારે તે બોલ્યો કે, "આ બધું તમને બતાવ્યું મેં અને શીકારનું કામ તો મારૂં જ છે. જો પ્રથમ દિવસે જ મેં આ હરણનો શીકાર કર્યો હોત તો આ નગ-

રનું રાજ્ય મને મળત." આ સાંભળી વિક્રમ રાજા જે અતિ પરોપકારી અને પરદુઃખભંજન હતો, તે સિંહાસન ઉપરથી ઉતરી ગયો અને પેલા નરપતીયાને સિંહાસન ઉપર બેસાડયો. તે ઘડીભર આનંદમાં આવી ગયો, પણ વળા પાછું તેનું મુખ કરમાઇ ગયું. તે જોઈ ફરી રાજાએ પુછયું કે, "તારા મનમાં હજીયે જે દુઃખ હોય તે ખુશીથી કહે" ત્યારે તે હાથ જોડીને બોલ્યો. "મહારાજ, આપે મને આ નગરનું રાજ્ય તો આપ્યું, પણ હું હલકી વર્ણનો છું તેથી બધા રાજાઓ મને તેમના મંડળમાં દાખલ કરશે નહિ અને હું તો બધાથી ત્યજાયલો રહીશ." તરતજ વિક્રમ રાજાએ કહ્યું, "એમાં તે શું? તમે મારી દીકરી સાથે લગ્ન કરો, એટલે બધા રાજાઓ તમારી સાથે મળતા રહેશે." એમ કહી તેણે ધામધુમથી પોતાની દીકરીને તેની જોડે પરણાવી. આ પ્રમાણે નંદા નામની પુતળીએ પરોપકારી, પરદુઃખભંજન વિક્રમરાજાની એક વાત કહી. પછી તે બોલી, હે રાજા ભોજ! જે આ પ્રમાણે પોતાનો સ્વાર્થ અળગો કરી શકે તેને માટે આ સિંહાસન છે. !

એહવો રાજા જે થશે, જે કરશે પરકાજ,
તે બેસે સિંહાસને, એક છત્રધર રાજ;
એહવું કહીને ઉત્પતિ, ગઈ પૂતલી આકાશ,
હવે સુલક્ષા બોલશે, કહે કવિ સામળદાસ.

એટલું બોલી તે આકાશમાં ઉડી ગઈ.



વાર્તા ૨ જી.

# ગર્ધવસેનની વાર્તા

પુતળીઃ વનિતા.

વાર્તા ૨ જી.

# ગર્ધવસેનની વાર્તા.*

## પુતળીઃ વનિતા.

ભોજરાજા સિંહાસન ઉપર બેસવા જાય છે, તેમને અટકાવી વનિતા નામે પુતળી કહે છે કેઃ

**બોલી વનિતા પુતળીઃ ભોજ ન ધરય તું ચરણ,**
**સિંહાસન સ્પરશ નવિ કરો. બેસો હેઠા ધરણ.**

એમ બોલીને તેણે કહ્યું, હું આપને આજે વિક્રમ-રાજા ખરી રીતે કોણ હતા તે ઇતિહાસ કહીશ. તમે જ્યારે એના જેવા પરાક્રમ અને પરદુઃખભંજનનાં કામ કરો ત્યારે આ સિંહાસને બેસજો.

એકવાર સ્વર્ગમાં ઇંદ્ર રાજાનો દરબાર ભરાયો હતો. તેમાં એક અપ્સરા બહુ સુંદર નાચ કરતી હતી. આ નાચ ઇંદ્રને બહુજ ગમ્યો. તેણે મનમાં વિચાર કર્યો કે હું આ

* **નોંધ**—આ વાર્તા ગુમાન બારોટવાળી હસ્તલિખિત પ્રતમાં દસમી આપેલી છે. પરંતુ આ વાર્તામાં રાજા વિક્રમની ઉત્પત્તિનો હેવાલ છે. તથા હરસિદ્ધ માતાને તેમણે કેમ રીઝવ્યા, તથા વીર વૈતાળને કેમ કબજે કર્યા, તેની હકીકત છે. તેથી તે બીજી જ મુકી છે અને અસલમાં બીજી વાર્તા હતી તે દસમી રાખી છે. એટલે વચલી વાર્તાઓનો અનુક્રમ બદલાશે નહિ. કે. દેસાઈ.

અપ્સરાને મહાદેવજી આગળ નાચ કરવા મોકલીશ. તેથી મહાદેવજી મારા ઉપર પ્રસન્ન રહેશે. એમ ધારી તેણે, અપ્સરાને કહ્યું કે તું કૈલાસ પર્વત ઉપર મહાદેવજી પાસે જા. અને તારા નાચથી તેમને પ્રસન્ન કર. અપ્સરા તો ત્યાં ચાલી. રસ્તામાં ઈંદ્રનો પુત્ર તેને મળ્યો. તે બોલ્યોઃ મોહીની! તું કયાં જાય છે? તેણે કહ્યું: કૈલાસ પર્વત ઉપર મહાદેવજીની પાસે. તમારા પિતાએ મને હુકમ કર્યો છે. પણ ઈંદ્રનો પુત્ર જક કરીને તેને પોતાના મહેલમાં લઈ ગયો.

થોડા દિવસ પછી ઈંદ્રરાજા મહાદેવજી પાસે ગયા. ત્યાં તેમની સ્તુતિ કરી, અને પછી પૂછયું:—

મેં અપ્સરા મોકલી હતી તેનો નાચ આપને પસંદ પડયો? મહાદેવજીએ કહ્યું કે અહીં કોઇ અપ્સરા આવી નથી, અને નાચ કર્યો નથી. આ રીતે ઈંદ્રરાજા જુઠા પડયા, તેથી તેમને બહુ ખોટું લાગ્યું. તેમણે પેલી અપ્સરાને પકડી મંગાવી અને પૂછયું કે તું કયાં હતી?

ત્યારે અપ્સરાએ સાચી વાત કહી દીધી. ઈંદ્રે પોતાના પુત્રને બોલાવ્યો અને કહ્યું કે મારા હુકમની આડે આવીને, તેમજ મહાદેવજી માટે મોકલેલી અપ્સરાનું હરણ કરીને, તેં મોટું પાપ કર્યું છે. માટે તું પૃથ્વી ઉપર ગધેડો થઇને પડજે આ સાંભળીને પુત્રે બહુજ કાલાવાલા કર્યા. અને તે બે જણની સ્તુતિ કરી. અંતે મહાદેવજીને દયા આવી. એટલે કહ્યું કે તને શ્રાપ છે એટલે તું ગધેડો તો થઈશ, પણ રોજ રાત્રે તારૂં ખરૂં સ્વરૂપ તને મળશે. તારાં લગ્ન રાજપુત્રી સાથે થશે. અને જયારે તને પુત્ર આવવાનો સમય

થશે ત્યારે શ્રાપનું નિવારણ થશે અને તું પાછો સ્વર્ગમાં આવીશ.

ઇંદ્રનો પુત્ર આ પછી સ્તંભતીર્થ નામે ગામમાં એક કુંભારને ત્યાં ગધેડારૂપે પડયો. રાત પડી એટલે આ ગધેડો તો બોલવા લાગ્યોઃ-હે કુંભાર! તું સુઇ કેમ રહ્યો છું. તારૂં નશીબ ફર્યું છે. રાજાને જઇને કહે કે તારી કુંવરી મારા ગધેડા સાથે પરણાવ. નહિ તો તારા શહેરમાં હટંહર આવશે. કુંભાર તો આ સાંભળી બહુ ગભરાયો. બીજે દિવસે પણ ગધેડો આ પ્રમાણે બોલ્યો, ત્યારે તેને બહુજ નવાઇ લાગી. તેની હિંમત રાજા પાસે તો જવાની ના ચાલી. પણ પ્રધાનને જઇને તેણે આ વાત કહી. પ્રધાન તેને ઘેર આવ્યો અને તેને પણ ગધેડાએ ઉપર પ્રમાણે કહ્યું.

બીજે દિવસે પ્રધાને રાજાને વાત કરી અને બંને જણ રાત્રે કુંભારને ત્યાં ગયા. ત્યારે પેલો ગધેડો બોલ્યો, તમે રાજા અને પ્રધાન બે જણા આવ્યા છો તે હું જાણું છું. તમારે જે જોઇયે તે મારી પાસે માગો. પણ કુંવરીનાં લગ્ન મારી સાથે કરી આપો. જો તેમ નહિ થાય તો તમારૂં આખું ગામ ઉજડ કરી નાંખીશ.

આ સાંભળી રાજા અને પ્રધાન બંને વિચારમાં પડયા. તેમણે કહ્યું કે આમાં કાંઇક ચમત્કાર છે. આપણે એવું માગીએ કે એનાથી તે અપાયજ નહી. રાજાએ કહ્યું કે જો તું મારા ગામને ત્રાંબાનો કોટ અને રૂપાના દરવાજા કાલે રાત્રે કરી આપે તો બીજે દિવસે તને કુંવરી પરણાવું.

ગર્ધવે તે વાત કબુલ કરી. રાત્રે ઇંદ્રના પુત્રે વિશ્વકર્માને બોલાવ્યા અને ત્રાંબાનો કોટ તથા રૂપાના દરવાજા કરવાનો હુકમ આપ્યો. વિશ્વકર્માને કાંઇ એમ કરતાં વાર લાગે ?

બીજે દિવસે સવારે તો

થઇ રચના કો કારમી, ઝાલકાર તે કોટ;
દરવાજા, ઘડ, કાંગરા, તે રૂપા કેરા ઓપ.

તે દિવસથી આ સ્તંભતીર્થનું બીજું નામ ત્રાંબાવટી પડ્યું. રાજાએ કહ્યું કે આ કોઈ દેવરાજ હશે. અને તેમણે પોતાનું વચન પાળીને કુંવરી તેને પરણાવી. અને તેને જુદો મહેલ કહાડી આપ્યો. ત્યાં કુંવરીએ તો પહેલી જ રાત્રે જોયું કે આતો દેવપુત્ર છે. કારણ કે રાત્રે તે પુરૂષનું રૂપ ધારણ કરતો હતો. આ જોઇ પુત્રીને બહુજ આનંદ થયો. તેની સાથે રાજાએ પ્રધાન પુત્રીને દાસી તરીકે સાથી હતી. તેણે પણ આ પુરૂષ સાથે લગ્ન કર્યું. ત્રણે જણ બહુજ આનંદથી દિવસ ગાળતાં હતાં. અને કુંવરીને જરાયે શોક નહોતો.

કુંવરીની મા આ વાત જાણતી નહોતી. એના મનમાં પોતાની છોકરી માટે બહુજ દુઃખ હતું. એના લગ્નને ઘણા મહીના થઈ ગયા પછી એક દિવસ તે પુત્રીને મળવા ગઇ ત્યારે પુત્રીના મોં ઉપર જરાયે દુઃખ દીઠું નહિ. તેથી તેને છોકરી ઉપર તિરસ્કાર આવ્યો. અને બોલી કે શા ઉપર આટલી ફાલી છું. હું તો તારે લીધે શરમાઇ મરૂં છું. ત્યારે કુંવરી બોલીઃ મા ! તું

નકામી દુઃખી થાય છે. આ કોઇ ગર્ધવ નથી, પણ દેવપુત્ર છે. તારે જોવું હોય તો રાત્રે આવજે. આ ઉપરથી રાણી રાત્રે ત્યાં આવી અને તેણે જોયું કે ગધેડાનું શરીર, મડદાં જેવું બારણે હતું, અને મહેલમાં કોઈ તેજસ્વી પુરૂષ પોતાની છોકરી સાથે વાત કરતો હતો. રાણીયે વિચાર્યું કે જો આ ગધેડાનું શરીર હોય નહિ, તો આ પુરૂષ દિવસે પણ આવોજ રહેશે. અને મારી છોકરીનું ભાગ્ય ફરશે. એમ ધારી તેણે પોતાના નોકર પાસે ગધેડાનું શરીર બાળી મુકાવ્યું. તે બળ્યું એટલે ઈંદ્રપુત્રનો આત્મા ચણચણ્યો. તેણે કુંવરીને કહ્યું કે બહુજ ખોટું થયું છે. મારૂં શરીર કોઇયે બાળી મૂક્યું છે. એટલે હવે હું સ્વર્ગે જઇશ અને પાછો આવીશ નહી. વળી આ કૃત્યથી આ ગામ ઉપર મોટી આફત આવશે. સવાર થતાં તો શહેર તુટી પડશે અને દટાઇ જશે. તમે બંને જણાને થોડા વખત પછી પુત્ર આવવાનો છે. માટે અહીંથી હમણાંને હમણાં જતાં રહો. નહી તો તમે પણ મરી જશો. એમ કહી એ અંતર્ધ્યાન થઈ ગયો.

બંને બેનપણીયોને બહુ દુઃખ થયું. પણ શોક કરવાનો વખત નહોતો. તેમણે ત્યાંથી દોડવા માંડ્યું અને વહાણું વાતાં તો તેઓ બહુ દૂર જતી રહી. સવાર થતાંજ આખું ત્રંબાવટી નગર દટાઇ ગયું અને ત્યાં ખંડેરો રહ્યાં. ઘણે સમયે ત્યાં આગળ ખંભાત નામે બીજું ગામ વસ્યું. બંને જણ નાસતાં નાસતાં એક રૂષિના આશ્રમમાં આવ્યાં. રૂષિયે તેમની હકીકત સાંભળી, અને પોતાની પુત્રી પ્રમાણે

રાખવા વચન આપ્યું. આ આશ્રમમાં બંને જણને પુત્ર આવ્યા. કુંવરીના પુત્રનું નામ વીકો પાડયું. અને પ્રધાન પુત્રીના પુત્રનું નામ પરભવ પાડયું. બંને જણાને રૂષિયે બહુ સારૂં જ્ઞાન આપ્યું. એકવાર પરભવ વનમાં રમવા ગયો ત્યાં ભૂલો પડયો. અને વણઝારાના હાથમાં આવ્યો. તે ખોવાયો તેથી સૌને બહુ શોક થયો. બાર વર્ષની ઉમરનો વીકો થયો ત્યારે તે ધનુષ બાણ લઇ રૂષિની તથા માતાઓની રજા લઇને નિકળ્યો. અને કહ્યું કે હું રાજ્ય મેળવીને, તથા મારા ભાઇ પરભવને શોધી કાઢીને તમને તેડાવીશ. સૌએ ભારે મનથી તેને રજા આપી.

વીકો બહુ જંગલોમાં ફર્યો. એક ઠેકાણે તેણે વણઝારાનુ મોટું ટોળું જોયું. અને ગુપચુપ તેની તપાસ કરવા માંડી. આ લોકોમાં શણવી કરીને એક માણસ હતો. તે એને પોતાના ભાઇ પરભવ જેવો લાગ્યો. તેથી તેણે નક્કી કર્યું કે એની પુરી તપાસ કરવી. થોડાં ઘરેણાં પોતાની પાસે હતાં. તેમાંથી થોડાં તેણે એક પોઠમાં ગુપચુપ શીવી લીધાં. અને પછી પાસેના ગામમાં ગયો. ત્યાં જઇ રાજાને ફરીઆદ કરી કે વણઝારાએ મને લુંટી લીધો છે. રાજાએ વણઝારાને પકડી મંગાવ્યો. તેણે કહ્યું કે આ કોઇ ગલેપડું છે, જો એ સાબિત કરે કે મેં તેને લુંટયો છે, તો હુ તેને મારો બધો માલ આપી દઉ. વિકાના કહેવાથી રાજાએ બધી પોઠો તોડાવી. એક પોઠમાંથી વિકાનો માલ નિકળ્યો. અને વણઝારો ઝાંખો પડયો. પણ વીકાએ કહ્યું કે જો તું આ શણવી મને આપી દે તો હું

તારો માલ નહિ લઉં. વણઝારાએ તે વાત કબુલ કરી. વિકાએ રાજાને પણ ઝવેરાત આપ્યું અને તેની દોસ્તી બાંધી, પછી શણુવી અને તે ચાલી નિકળ્યા. બંનેએ પોત પોતાની વાત કરી અને પછી બે ભાઇઓ ભેટયા.

ત્યાંથી ફરતા તેઓ ક્ષીપ્રા નદીને તીરે આવ્યા. થાકી ગયેલો વીકો એક ઝાડ તળે બેઠો અને પરભવ ગામમાં ગયો. વીકો જે જગાએ બેઠો હતો તે મશાણ હતું. અને ઝાડમાં ચોસઠ જોગણીયોનો વાસ હતો. તેને જોઈને હરસિદ્ધ માતા ઝાડ ઉપરથી ઉતર્યાં અને સુંદર સ્ત્રીનું રૂપ ધારણ કરીને વીકા પાસે આવ્યાં. તેમણે કહ્યું કે તું મને તારૂં લોહી આપીને તૃપ્ત કર. વીકાએ જરાપણ અચકાયા વગર પોતાના શરીરના ભાગ તેમને આપ્યા. માતાજી પ્રસન્ન થયાં અને કહ્યું હું તો તારી મશ્કરી કરતી હતી પણ હું તારા ઉપર પ્રસન્ન છું. અને જ્યારે તને જરૂર પડે, ત્યારે મારી પાસે આવજે. આમ કહી તે જતાં રહ્યાં. પરભવ ત્યારપછી આવ્યો અને ગામમાંથી ખાવાનું લાવ્યો હતો તે બંનેયે ખાધું અને પછી ગામમાં ગયા. આ વખતે ગામની સ્થિતિ નબળી હતી. ગામમાં રાજા હતો તેને વૈતાળ નામનો એક યક્ષ ખાઇ ગયો હતો. અને પછી જે રાજા થાય તેને તે ખાતો હતો. આવી સ્થિતિમાં કોઇ રાજા થતું ન હોતું. વીકાએ જઇને કહ્યું કે હું રાજા થવા તૈયાર છું. પછી તેણે તે વૈતાળની બધી હકીકત જાણી લીધી અને પછી હુકમ કર્યો કે જે રસ્તેથી વૈતાળ આવે છે તે રસ્તા ઉપર મદિરાનાં માટલાં મુકાવો. પછી પુષ્કળ ખાવાનું મુકાવો. પછી દૂધના

કઠા મુકાવો. પછી મહેલમાં ખુબ સુગંધીદાર સામાન ગોઠવો અને ત્યાં સુંદર ગાયન રાખો. અને બહુજ સુખ સગવડ વૈતાળને માટે કરો.

વૈતાળ જ્યારે આવ્યો ત્યારે આ બધી સગવડ જોઈને આનંદ પામ્યો. બહુજ ધરાઇ તે તેણે ખાધું. તેના પેટમાં જરાયે જગા રહી નહિ. એટલે તે બોલ્યો કે આજનો રાજા બહુ સારો છે. જો મારૂં પેટ રોજ આમ ભરાય તો હું તેને મારૂં નહિ. આ સાંભળી વીકો ત્યાં આવ્યો અને તેને પગે લાગ્યો. ત્યારે વૈતાળ કહે છે કે હું તારા ઉપર બહુજ પ્રસન્ન છું. મારી પાસે કાંઇ માગી લે. ત્યારે વીકાએ પુછ્યું કે તમે કોણ છો અને કેટલી શક્તિવાળા છો, તે કહો. એટલે હું માંગું. ત્યારે વૈતાળ બોલ્યો:

"મારૂં નામ તો વીર વૈતાળ, રોસે ભર્યો કૃતાંતજ કાળ;
અણુ ચિંતવ્યા મહા કામજ કરૂં, સ્વર્ગ, મૃત્યુ, પાતાલે, સંચરૂં.
બાવન વીરમાં હું સરદાર. મ્હારાં આકેમ અપરંપાર;
સત્ય હરસિદ્ધ તણો છે હાથ, ભૂચર ખેચર મહારે હાથ.
ઈંદ્રાસન, બ્રહ્માસન જાઉં, ન્યાલ કરૂં પ્રસન્ન જ થાઉં;
કોપું તેના લેઉં પ્રાણ, અદૃષ્ટ વિદ્યા મુજમાં જાણ.
લઘુ લાઘવી વિદ્યા કરૂં એક ઘડીમાં પૃથ્વી ફરૂં;
એવા વચન વૈતાળે કહ્યા, તે રાજાએ મનમાં લહ્યા."

વીકાએ કહ્યું કે તું મને વચન આપ કે હું માંગીશ તે આપીશ. વૈતાળે તેવું વચન આપ્યું. ત્યારે વીકાએ કહ્યું કે મારો આવરદા કેટલો છે તે તું જાણી લાવ. તો હું જાણું

કે તારાથી સ્વર્ગે જવાય છે. આ સાંભળી વૈતાળ બ્રહ્મા પાસે ગયો અને આવરદા જાણી લાવ્યો. બ્રહ્માએ કહ્યું.

**વરસ એકસો પાંતરીસ, ઉપર મહીના સાત;**
**દિન દશ ને પંદર ઘડી, જાવ કહો સત્ય વાત.**

વૈતાળે આવી વીકાને આ હકીકત કહી. ત્યારે તે બોલ્યોઃ ભાઈ તમે બહુ સત્તાવાળા છો અને મને વરદાન આપવા આવ્યા છો. પણ જો મારો આવરદા તમે કહ્યો, તેમાં એક દિવસ વધારે કે ઓછો જો કરી આપો તો હું જાણું કે તમે, હું માગું તે મને આપી શકશો. ત્યારે વૈતાળ ફરીથી બ્રહ્મા પાસે ગયો અને આ માગણી કરી. ત્યારે

**કહે હરિ ઘેલો થયો, એ શું બોલો મર્મ;**
**વધે ઘટે નહિ. કો ઘડી. જે લખ્યું છે કર્મ.**

વૈતાળે આવી વીકાને આ વાત કહી. એટલે વીકાએ એકદમ કુદીને તેની ચોટલી ઝાલી ને તરવાર કાઢી. વીકો બોલ્યો મારો આવરદા છે, એટલે હું મરનાર નથી. અને તું પણ જગનિંયતાને કબજે છે. મારા લોકોને દુઃખી કરનાર ? તું આવી જા મારી સામે. અને હું તારા પ્રાણ લઈશ.

આ સાંભળી વૈતાળે કહ્યુંઃ તને ધન્ય છે. હું તારા જેવા બહાદુરનીજ શોધમાં હતો. રોજેરોજ મારવા મને ગમતાં નથી. તું જો મારૂં પેટ ભરે, અને નિત્ય ખાવાનું આપે તો હું તારો દાસ થઈને રહું અને જ્યારે તું મારૂં સ્મરણ કરે ત્યારે આવીને ઉભો રહું.

આ પ્રમાણે વીકો હતો તેણે બાવન વીરોમાંનો મુખ્ય વીર વૈતાળ જીત્યો. બીજે દિવસે તે ધામધુમથી ગાદીએ બેઠો.

અને તેનું નામ વીરજીત વિક્રમરાય પડયું. વૈતાળના ત્રાસમાંથી મુક્ત થયા, તે માટે લોકોએ તેમને બહુ આશીષ આપી. વિક્રમ રાજાએ પરભવને પોતાનો મુખ્ય પ્રધાન બનાવ્યો. પછી તેઓ પોતાની બંને માતાને અને રૂષિને ત્યાં બોલાવી લાવ્યા અને તેમને મહેલમાં રાખ્યા. તે દિવસથી ઉજ્જનના લોકો સુખી થયાં અને બહુ ખાધું પીધું ને મઝા કરી. આ રીતે જાત પરાક્રમથી વિક્રમ રાજાએ માતા હરસિદ્ધ અને વીર વૈતાળને પ્રસન્ન કર્યાં. અને પોતાના પરોપકારનાં કામોમાં તેમની બહુ બહુ મદદ લીધી. જે આવો પરાક્રમી થશે તે તેમના સિંહાસન ઉપર બેસશે. એમ કહી વનિતા આકાશમાં ઉડી ગઇ.



વાર્તા ૩ જી.

# કમળની વાર્તા

પુતળીઃ ધનદા.

વાર્તા ત્રીજી

## કમળની વાર્તા.

આ રીતે બે પુતળીઓ તો ચાલી ગઈ અને વળી પાછો રાજા ભોજ સિંહાસન ઉપર બેસવા ગયો એટલે ધનદા નામે ત્રીજી પુતળીએ કહ્યું, કે રાજાજી, હજી વિક્રમ જેવા કાર્યો તમે કર્યાં નથી, એમ કહીને તેણે વિક્રમ રાજાએ જે પરોપકારી કામ કર્યા હતાં તેનું વર્ણન કરવા માંડયું:—

એક વખત વિક્રમરાજા વનમાં મૃગયા રમવા ગયો. ત્યાં એક વરાહની પાછળ દોડતા, પોતાના લશ્કરથી છુટો પડી ગયો અને રાત સુધી પાછો ફર્યો નહિ. લશ્કર તો રાત પડતાં શહેર તરફ પાછું ગયું. રાજા ભુલો પડયો હતો અને એક મોટી વાવ પાસે તેણે રાતવાસો કરવાનો વિચાર કર્યો. વાવની પાસે જઈને જુએ છે તો એક ઘણોજ દુર્બળ માણુસ ત્યાં બેઠેલો હતો. તે બહુજ દુઃખી જણાતો હતો. તે જોઈ વિક્રમરાજા તેની પાસે ગયો અને તેને પુછયું કે, ભાઈ તમે કોણ છો, અને આવે ઠેકાણે એકલા કેમ બેસી રહ્યા છો? તમે દુઃખી જણાવ છો, માટે તમારૂં કાંઇ દુઃખ હોય તો કહો; મારાથી બનતી મદદ હું તમને

કરીશ. આ સાંભળી પેલા માણસને બહુ ક્રોધ ચઢયો. તેણે કહ્યું, જેને તેને મારૂં દુઃખ કહી હું હસાવવા માગતો નથી. ઘણાયે લોકો પારકાના દુઃખ પુછી પછી તેની મશ્કરી કરે છે. માટે તું તારે રસ્તે ચાલ્યો જા. મારા દુઃખની તારે શી પંચાત !

પરંતુ આથી વિક્રમરાજા કાંઇ ગુસ્સે થયો નહિ. એમણે તો ઉલટી તે માણસને બહુ ધીરજ આપી. પણ પેલો તો કહે કે, " તું કોઇ વિક્રમ થવા નિકળ્યો છું ને જબરો ઢોંગી લાગે છે. એ તો તારા મનની મુરાદ હશે. પણ,

**થાય હોંશ મુર્ખને ઘણી, થાઉં શાસ્ત્ર છએનો ધણી;**
**નિર્ધન મન થાયે મગન, કરૂં રાજસૂય જગન.**
**રંક જાણે કે રાજ જ કરૂં, પંગો જાણે જે પર્વત ચઢું;**
**અંધો જાણે દેખું આંખ; પંગો જાણે પામું પાંખ.**
**હોંશ ઘણેરી સૌને થાય, તે તો આળપંપાળે જાય;**
**તમારૂં મન એવું થાય; નામ દુઃખભંજન કહેવાય.**
**તે તો હોંશ રહે મન ઠેર, જેમ આવ્યા તેમ જાઓ ઘેર.**

માટે તું તારે રસ્તે ચાલ્યો જા. આ માણસની આવી રીત જોઇ અંતે વિક્રમરાજાએ પોતાનું નામ કહ્યું. તે સાંભળીને પેલા દુબળા માણસને લાગ્યું કે, એ તો મારૂં દુઃખ દૂર કરશે જ. પછી તેણે પોતાની વાત કહેવા માંડી.

હું તારાપુર પાટણના રાજા જશવંતદેહનો પુત્ર અજીતદેહ છું. નાનપણથીજ એક બ્રાહ્મણના ઉપદેશથી મારા મનમાં વૈરાગ્ય આવ્યો, અને અડસઠ તીર્થની જાત્રા કરવાનું મન થયું. તેથી એક દિવસ છાનોમાનો ઘરમાંથી નિકળી ગયો. ફરતાં ફરતાં આ જગ્યાએ આવ્યો ત્યાં હું બહુજ તરસ્યો

થયો. અહિં મોટો વડ તથા વિશાળ સરોવર જોઈને હું આરામ લેવા બેઠો. તે દિવસે આઠમ હતી. ચાર ઘડી દિવસ ચડયો એટલે એક બહુજ સુંદર કમળ પાણીમાંથી એક હાથ ઉંચે આવીને ખીલ્યું. તેની દાંડી પાણીમાં હતી. તે એટલું તો રૂપાળું હતું કે તેનું વર્ણન મારાથી કરી શકાય તેમ નથી. તેને એક હજાર તો પાંખડી હતી અને દરેકના જુદા જુદા રંગ હતા. આ દેખીને મને બહુજ આનંદ થયો; અને તે લેવા માટે મેં હાથ લાંબો કર્યો. પણ જેમ જેમ મારો હાથ પાસે જાય તેમ એ નીચું જાય, અને અંતે તે પાણીમાં ગરક થઇ ગયું. મેં તો મનમાં પણ લીધું કે એ કમળ લીધા વિના અહિંથી જંઇશ નહિ. રાત્રે ઝાડ ઉપર ચઢી જાઉં છું અને દિવસે અહિં બેસી રહું છું. દર આઠમે તે કમળ બહાર આવે છે અને તે લેવા જઉં છું એટલે અંદર જતું રહે છે. આ વાત સાંભળી વિક્રમરાયને પણ બહુ નવાઇ લાગી અને તે પણ ત્યાંજ રહ્યો. આઠમને દિવસે, વખતસર કમળ નિકળ્યુ. એ કમળ જોયું ત્યારેજ એમને લાગ્યું કે, આવા સુંદર કમળને માટે પેલો દુઃખ વેઠે છે તે બરોબર છે.

પછી તરતજ વિક્રમરાજાએ પોતાની હરસિદ્ધ માતાનું તથા વીર વૈતાળનું ધ્યાન ધર્યું, અને તેમની મદદ માંગી. પછી તેણે પાણીમાં કુદકો માર્યો. રાજા તો પાણીમાં પડયો એટલે સીધો પાતાળમાંજ ગયો, અને તેના પગ જમીનને અડકયા. ત્યાં તો તેણે એક સુંદર ગામ જોયું. થોડે દૂર મોટો મહેલ હતો. તે ઉઘાડીને રાજા તેમાં ગયો. ત્યાં તો તેણે મોટો બગીચો જોયો. બગીચામાં બહુજ સરસ, ફળફુલનાં ઝાડ

હતાં. વળી ત્યાં એક સરોવર હતું. તેમાં પેલા કમળ જેવાં હજારો કમળ તેણે જોયાં. રાજાના મનથી તો તે સ્વર્ગમાં ફરતો હોય તેવું લાગ્યું. મહેલની અંદર બે રૂપવંતી કન્યાઓ પણ તેણે દેખી. પરંતુ રાજાને તો કમળનું કામ હતું એટલે તે સરોવરના કીનારે ગયો. પેલી કન્યાઓએ તેને જોયો, અને જાણ્યું કે આ તો કોઇ ચોર ચોરી કરવા આવ્યો છે આ ઉપરથી તેમણે બહુજ બુમો પાડી, ચોકીદારોને બોલાવ્યા. વિક્રમરાજા તો તેમની સામે લઢવા તૈયાર થઇ ગયો. એને તો હરસિદ્ધ માતા તથા વીર વૈતાળની મદદ હતી, એટલે એ કોઈથી હાર્યો નહિ. ધીમે ધીમે તેની સામે નાનું સરખું લશ્કર આવ્યું અને ખરેખરી લઢાઈ ચાલી. મારામાર થઈ, તેમાં લશ્કરવાળાને બહુ માર પડયો. અંતે હારીને તેઓ બધા નાશી ગયા અને તેમની માતા ચામુંડા માતા પાસે ગયા, અને સહાય માંગી. માતા ચામુંડા ક્રોધ કરીને આવ્યાં. પણ વિક્રમરાજાને જોતાં તેમના ઉપર વહાલ આવ્યું. પછી તેમણે પૂછ્યું કે, ભાઇ તું કોણ છું? તું પાણીમાં ડુબી કેમ ના ગયો? અને આખા લશ્કર સાથે એકલો ટકી શી રીતે રહ્યો?

આ ઉપરથી વિક્રમરાજાએ પોતાની હકીકત જણાવતાં કહ્યું કે, માતાજી હું માળવાનો રાજા વિક્રમ છું. હું હરસિદ્ધ માતાનો દાસ છું, અને વીર વૈતાળની મને સહાય છે. જ્યાં પુણ્ય અને ધર્મ હોય છે, ત્યાંજ હું રહું છું; કોઈ દુઃખીનાં દુઃખ મારાથી જોઇ શકાતાં નથી અને મારાથી બને છે તેટલી મદદ તેમને કરૂં છું. ઉપર કુવા આગળ એક

માણુસ બેઠા છે. તેને આ તમારૂં કમળ જોઇયે છે અને તેના વગર તે ઘણા સમયથી બહુજ દુઃખી થાય છે. મેં તેને આ કમળ આણી આપી તેનું દુઃખ ભાંગવાનું વચન આપ્યું છે. માટે મહેરબાની કરીને મને એક કમળ આપો; નહિ તો મારે યુદ્ધ કરીને પણ તે લેવું પડશે.

આ સાંભળી ચામુંડા માતા બોલ્યાં કે, ભલે પધાર્યા વિક્રમરાય! તમારી વાટ તો હું કેટલાએ દિવસથી જોઉં છું. વિક્રમ રાજા આ સાંભળી આશ્ચર્ય પામ્યા અને પૂછ્યું કે તમે મને ઓળખ્યા કે જાણ્યા વિના મારી વાટ શી રીતે જુઓ? ત્યારે ચામુંડામાતા બોલ્યાં કે, હું પાર્વતીજીની મુખ્ય સખી છું. એક દિવસ તેમની સાથે ફરતાં મેં એક બાઇને મરેલી પડેલી જોઇ. તેની એક નાની બાળકી, નિર્દોષ-પણે તેને ધાવ્યા કરતી હતી. મને દયા આવી અને મેં તે બાળકીને લઇ લીધી, અને પાસે રાખી. પછી મારે પાર્વતીજી પાસેથી અહિં આવવાનું થયું એટલે પાર્વતીજીએ કહ્યું કે એ બાળકીને તું તારી સાથેજ રાખ. એ તેર વર્ષની થશે ત્યારે કોઈ કારણુસર વિક્રમરાજા તમારા ઠામ ઉપર આવશે. એ રાજા મહા પરાક્રમી અને પરદુઃખભંજન છે. એ આવશે ત્યારે કન્યાના લગ્નની ચિંતા જશે. માટે તમેજ એની સાથે લગ્ન કરો, અને મારી ચિંતા હરો. આ સાંભળી વિક્રમરાય કહે કે મારી સાથે લગ્ન કરીને એ કન્યા સુખી નહિ થાય. કારણ કે હું મારે ઘેર બહુ થોડો સમય રહું છું. મારે તો પારકાનાં કામ કરવા માટે દેશપરદેશ આથડવું પડે છે. છેવટે એમ ઠર્યું કે કન્યાની મરજી પ્રમાણે કરવું.

વાર્તા ૧૦ મી.

# વિધાતાની વાર્તા.

પુતળીઃ સુભદ્રા.

## વાર્તા ૧૦ મી.

# વિધાતાની વાર્તા.*

ભોજરાજા સિંહાસન ઉપર પગ દેવા જાય છે તે વખતે સુભદ્રા નામે બીજી પૂતળી પરદુઃખભંજન પરાક્રમી વિક્રમરાજા જેવો થવાનું તેને કહે છે, અને તેના પરોપકારી કામની એક વાત વર્ણવે છે.

એક વાર વિક્રમરાજા પોતાના મોટા લશ્કર સાથે વનમાં શિકાર કરવા ગયા. શિકાર કરતાં કરતાં એક હરણની પાછળ તે પડયા. ગમે તેટલો તે તેનો ઘોડો દોડાવે પણ હરણ હાથમાં આવે જ નહિ. જેમ હરણ વધારે દૂર જાય તેમ વિક્રમને વધારે શૂર છૂટે. એમ કરતાં કરતાં વિક્રમરાજા

---

*નોંધ: આ વાર્તાને "વિપ્રની વાર્તા" એવું નામ પણ કેટલીએક પ્રતોમાં આપેલું છે. ગુમાન બારોટની પ્રતનું નામ અત્રે રાખવામાં આવ્યું છે. આ વાર્તા અનુક્રમમાં બીજી છે. પરંતુ દસમી વાર્તા ગર્ધવસેનની વાર્તા છે. તેમાં વિક્રમરાજાના જન્મની તથા વૈતાળની મૈત્રિની તેમજ હરસિદ્ધ માતાની કૃપાની, હકીકત હોવાથી તે બીજી મુકી છે અને આ વાર્તા દસમી રાખી છે. —કેશવપ્રસાદ દેસાઈ.

લશ્કરથી છુટો પડી જઈ ઘણે દૂર નિકળી ગયા. અંતે રાત પડવા આવી અને હરણ તો જતું રહ્યું. વિક્રમરાજાને રસ્તાનું ધ્યાન રહ્યું નહોતું; ભૂખ અને તરશ લાગ્યાં હતાં. એટલે તેમણે આસપાસ કોઈ ગામ હોય તો તેની તપાસ કરવા માંડી. પાસેજ મહીકાવતી નામે એક નગરી હતી. ત્યાંના રાજાનું નામ મહીપાળ હતું. વિક્રમરાજા તે ગામમાં ગયા. ત્યાં તેમણે એક ઋષિ જેવા બ્રહ્મર્ષિનું નાનું ઘર જોયું. તે બ્રાહ્મણની સ્ત્રીને છ દિવસથી પુત્ર આવ્યો હતો. એટલે આજે તેના ઘરનાં સૌ ખૂબ આનંદમાં હતાં. સુંદર અશ્વ ઉપર તેજસ્વી સવારને આવતો જોઈને તે લોકો બધાં વિક્રમરાજાની સામે જોઈ રહ્યા. રાજા પણ ત્યાં ઉભા રહ્યા અને ઘોડેથી ઉતરીને ઋષિને પ્રણામ કર્યા; અને કહ્યું, કે "હું એક વટેમાર્ગુ છું અને ભૂલો પડયો છું." ઋષિએ બહુજ માન આપીને કહ્યું, "ભાઈ, તમે રાતવાસો અહિંજ રહેજો અને આ ઝુંપડું તમારૂંજ છે એમ જાણજો." વિક્રમરાજાએ તે વાત કબુલ કરી એટલે ઋષિના ઘરમાં સૌને બહુ આનંદ થયો.

બ્રાહ્મણને બાર વર્ષની દીકરી હતી તે કોરા વાસણમાં પાણી ભરી લાવી, અને સ્વાદિષ્ટ રસોઇ તૈયાર કરી મહેમાનને જમાડીને સંતોષ્યા. વિક્રમરાજાયે બ્રાહ્મણની પૂજા કરીને સાત સોનામહોર તેમને આપી. સુવાની વેળા થઈ એટલે ઘરમાં તૈયાર કરેલી પથારી ઉપર સુવાની વિક્રમરાયે ના કહી અને બોલ્યા; "હું તો ક્ષત્રિ છું તે તમારા બારણા આગળ જ સુઇને તમારા ઘરની ચોકી કરીશ." એમ કહી

એક હાથમાં પોતાના ઘોડાની લગામ ઝાલી તે હથીયાર સાથે જ બારણા આગળ સુતા. અડધી રાત થઇ ત્યારે એક કૌતુક થયું. સોળેક વર્ષની સ્વરૂપવાન સુંદરી હાથમાં કંકાવટી લઇને બરોબર મધરાતે ઘરના બારણામાં પેસવા આવી. તરતજ વિક્રમરાજા બેઠા થઈ ગયા; અને આડો હાથ ધરી તેને પૂછયું કે, "તું કોણ છું? દેવી છું, રાક્ષસી છું, ડાકણ છું, લક્ષ્મીદેવી છું, દાસી છું, કે કોણ છું? અને શા માટે અત્યારે આ ઘરમાં જાય છે તે કહે, નહિ તો તને હું જવા દેવાનો નથી." આ જોઇ તે સ્ત્રીએ બહુજ કોપ કર્યો અને બોલી કે, "જો તું ગડબડ કરીશ તો તને બાળીને ભસ્મ કરી દઇશ." પણ વિક્રમરાજા આવી ડરામણીથી કાંઇ ડરે તેવો નહોતો. તેણે કહ્યું કે, "જો સીધી રીતે વાત નહિ કરે તો હું આ તરવારવડે તારૂં માથું ધડથી જુદું કરી નાંખીશ." આ સાંભળી તે સ્ત્રી નરમ થઈ ગઇ અને બોલી કે, "પૃથ્વી ઉપર રાજા વીરવિક્રમ સિવાય માણસ જાત મને જોઇ શકતી નથી. તેં મને જોઇ છે એટલે તું વિક્રમરાય હોવો જોઇએ. એટલે તને વાત કહેવામાં વાંધો નથી. આ ઘરમાં બાળક અવતર્યાને આજે છ દિવસ થયા છે તેથી હું તેના છઠ્ઠીના લેખ લખવા આવી છું. હું સાક્ષાત વિધાત્રી છું.

**ધર્મપૂરથી આવીયા, વિધાતા મારૂં નામ;**
**લખું અક્ષર છઠ્ઠી તણા, આવી છું તે કામ.**

અને લેખ લખીને તરત પાછી જઇશ." વિક્રમે તેને ઘરમાં જવા દીધી અને તે પાછી આવી એટલે પૂછયું કે, "શા લેખ લખી આવ્યાં તે મને કહો." એટલે તે બોલી,

"એ તો હું પણ નથી જાણતી. લેખ તો તેના કયારના લખાયલા જ હતા. ગયા જન્મમાં એણે જે કર્મ કર્યાં હશે તે ઉપરથી સાક્ષાત્ પરમાત્માએ એના લેખ નક્કી કરેલા. તેની હું તો પૂજા માત્ર કરીને જઉં છું."

વિક્રમ કહે, "ત્યારે ગમે તેમ કરીને તે મને કહો, નહિ તો તમને જવા નહિ દઉં." તે ઉપરથી વિધાતાએ તેને વચન આપ્યું કે, "હું મારા પિતા બ્રહ્મા પાસેથી ગમે તેમ કરીને તે જાણી લાવીને તને હમણાં કહી જઈશ." એમ કહી વિધાતા પોતાના બાપ પાસે ગઇ ને આ બધી વાત કહી. બ્રહ્મા કહે, "એ તો હું પણ નથી જાણતો. સાક્ષાત ભગવાન જ તે જાણે." પછી વિધાતાનું વચન રાખવા માટે તે બન્ને જણા શ્રી ભગવાન પાસે ગયા અને પ્રાર્થના કરી. તે ઉપરથી શ્રી ભગવાને કહ્યું કે, "એ બાળકનું જનોઇ પાંચમે વર્ષે થશે. તે વખતે તેના વિવાહ થશે. સાતમે વર્ષે લગ્ન થશે. તેમાં લાખો માણસો આવશે; પરંતુ તે વખતે એક કૌતક થશે. ચોરી વખતે એકાએક વાઘ આવીને તે બાળકના પ્રાણ લેશે."

વિધાતાએ પાછા જઈ વિક્રમરાયને આ હકીકત કહીને પોતાનું વચન પાળ્યું. વિક્રમરાજા તો આ વાત જાણી ચિંતામાં પડયા. એમણે ધાર્યું કે હું પરદુઃખભંજન કહેવાઉં અને આ બ્રાહ્મણનું દુઃખ જાણ્યા પછી જો તે દૂર ના કરી શકું તો મારૂં નામ જાય. વહાણું વાયે તેણે જવાની રજા માંગી અને બ્રાહ્મણ પાસે વચન લીધું કે આ છોકરાનાં જ્યારે લગ્ન થાય ત્યારે તમારે મને નોતરૂં આપવું, એમ

કહી બ્રાહ્મણને એક કાગળ આપ્યો અને કહ્યું કે ઉજેણી નગરીમાં રાજા વિક્રમસેનના દરબારમાં આ ચીઠ્ઠી તમે લાવશો એટલે તે મને મળશે. પછી બધાની રજા લઇને તે ગયા.

છોકરો તો દિવસે દિવસે બ્રાહ્મણને ત્યાં મોટો થાય છે. એનું પાંચમું વર્ષ આવ્યું ત્યારે બ્રાહ્મણીએ કહ્યું કે આ આપણો એકનો એક બાળક છે માટે આપણે ધામધુમથી તેને યજ્ઞોપવિત દઇને લોકમાં આપણી આબરૂ વધારવી જોઇયે. બ્રાહ્મણે આ વાત કબુલ કરી બહુજ ધામધુમથી જનોઇ દીધું અને પૈસા ઘણા ખર્ચ્યા એટલે એક આબરૂદાર, કુળવાન ગૃહસ્થે પોતાની છોકરીના વિવાહ આ છોકરા સાથે કરવાની માંગણી કરી. બ્રાહ્મણ તો તેથી ઘણોજ આનંદ પામ્યો અને વિવાહ કરી દીધો.

આનંદમાં ને આનંદમાં તે બ્રાહ્મણ દિવસ ગાળતો હતો. એમ કરતાં બે વર્ષ વહી ગયાં એટલે છોકરીના બાપે લગ્ન કરવાની માંગણી કરી. બે જણાયે થઇ લગ્નનું મહુરત નક્કી કર્યું. પછી બ્રાહ્મણ અને તેની સ્ત્રી વિચાર કરે છે કે આપણે તો છોકરાની જનોઇ વખતે બધી મૂડી ખરચી નાંખી છે. હવે કાંઇ પૈસા નથી કે ધામધુમથી લગ્ન કરી શકીયે. તે સ્ત્રીએ પોતાના પતિને કહ્યું કે છોકરાની છઠ્ઠીને દિવસે આપણે ઘેર જે મેમાન આવ્યા હતા તેમણે આપણને બહુ કપરા સમ ખવડાવ્યા છે, માટે આપણે તેમને ખબર કરવી જોઇયે. તે દિવસે એક રાત રહીને આપણને સાત મહોરો આપી હતી એટલે આ વખતે કદાચ તે ઉદાર માણસ

આપણને સારી મદદ કરશે." એમ કહી તેણે પેલા કાગળ કાઢીને પોતાના ધણીને આપ્યો. બ્રાહ્મણ લાચાર બની તે કાગળ લઇને ઉજ્જૈન ગયો. ત્યાં રાજાના દરબારમાં જઈને પેલો કાગળ આપીને પૂછયું છે કે આ કાગળ લખનાર કયાં છે? વિક્રમરાજા એ કાગળ લઇને એકદમ સિંહાસન ઉપરથી નીચે ઉતર્યા અને કહ્યું, એ કાગળનો લખનાર હું જ છું. ભાઈ, તમારે ત્યાં તમે મને એક રાત રાખીને મારા ઉપર ઘણોજ ઉપકાર કર્યો છે, એમ કહી તેને તેની સ્ત્રી તથા પુત્રના સમાચાર પૂછયા. પેલા બ્રાહ્મણે જ્યારે જાણ્યું કે રાજા વિક્રમ પોતે મારે ઘેર રાત રહ્યા હતા ત્યારે તો તે બહુ ગભરાઈ ગયો અને બોલ્યો, "મહારાજ, મારાથી આપની કાંઈ પણ સેવા થઇ નહોતી." પછી તેણે પોતાના પુત્રના લગ્નના સમાચાર કહ્યા. રાજાએ કહ્યું કે, "એ છોકરો તો મારો ભાણેજ કહેવાય. એનાં લગ્ન ધામધુમથી હું કરી આપીશ." પછી એમણે પોતાના દિવાનને હુકમ આપ્યો કે, "તમે આ બ્રાહ્મણ જોડે જઇને માંડવાની તૈયારી કરાવો; અને ધામધુમમાં કાંઇ જ કમીના રહેવી ન જોઈએ. બ્રાહ્મણ તો પોતાને ઘેર ગયો. ગામના બધા લોકો આ વાત જાણી બહુજ આનંદ પામ્યા. પેલા પ્રધાને તો ત્યાં જઈ ઘણીજ ધામધુમ કરી અને વિક્રમરાજા ત્યાં આવવાના છે એમ જાણીને ગામનો રાજા પણ બધી મદદ આપવા મંડયો. યોગ્ય સમયે વિક્રમરાજા તે ગામમાં ગયા. તેમણે જઇને વીસ ગજ લાંબી, વીસ ગજ પહોળી અને વીસ ગજ ઉંચી એવી એક લોઢાના સળીયાની મજબુત ઓરડી બંધાવી અને કહ્યું કે, આપણે ચોરી એની અંદર કરવાની છે. શહે-

રમાં દરવાજે દરવાજે હથીઆરબંધ માણુસો બેસાર્યા અને ઘરની આસપાસ પણ સજ્જડ પહેરો બેસાડયો. આ રીતે કોઇ પણ ઠેકાણેથી વાઘ પેસી શકે નહિ તેવી એમણે ગોઠવણુ કરી. પણ કવિ શામળભટ કહે છે કે:—

" ક્રોડ ઉપાય કરો સૌ સોય, કાળ પાશ પડયું સૌ કોય;
" નામ જેનું તેનો નાશ. ઉપાય કરે તે સર્વે હ્રાસ.
" લખ્યા લેખ કોના નવ મટે. તલ નવ વધે ને જવ ન ઘટે;
" ઉપાય સર્વે આળગંપાળ, અજીત માયા છે કો કાળ."

લોકો તો બધો ઠાઠ જોઈને અદેખા બન્યા હતા. કોઈ કહેતા હતા કે આ બ્રાહ્મણને આ બધું છાજશે નહિ. લગ્ન સમારંભ શરૂ થયો. બધા લોકો પુર ઉત્સાહમાં હતા, વરકન્યા મંગળ ફેરા ફરવા માંડયા. પહેલું, બીજું અને ત્રીજું મંગળ વર્તાયું. ચોથું મંગળ ફરવા જાય છે તે વખતે એક અકસ્માત બન્યો. ચોરી ઉપર ચંદરવો બાંધેલો તેમાં એક વાઘનું ચિત્ર હતું. આ વાઘ એકાએક સજીવન થઈ ગયો અને તેણે વરરાજાના પ્રાણુ લીધા અને પછી વાઘ અલોપ થઇ ગયો. બધે હાહાકાર થયો. વિક્રમરાજા તો હાથ ઘસીને રહ્યા. બધા લોકો પણ દિલગીર થઇ ગયા અને સૌ જાત જાતની વાતો કરવા મંડયા.

કોઈ કહે આવ્યો તાવ. કોઈ-કહે પીછી વળીયો,
કોઈ કહે કરડયો નાગ. કોઇ કહે વાસી વળીયો;
કોઈ કહે વાધ્યો રોગ. કોઇ કહે મારી મૂઠ;
કોઈ કહે લાગ્યું પાપ. એમ લોકો પડીયા જૂઠ.

ઇશ્વરમાથે લહે નહિ, જગત તણો મહિમા જુવો,
શામળ ભટ કહે સાક્ષ એ, મોત આવે નિશ્ચે મુવો.

વિક્રમરાજા તો આ બનાવથી બહુજ શોકમાં પડ્યા. એમના મનમાં આવ્યું કે જો હું આ છોકરાને બચાવી શકું નહિ તો તો પરદુઃખભંજન શા કામનો? હવે હું મારા પ્રાણ તજીશ. પરંતુ એકવાર સજીવનમંત્ર માટે હું મહેનત કરૂં. પછી એમણે તે બ્રાહ્મણને બહુ કાલાવાલા કરીને કહ્યું કે તારા દીકરાના શબને તું સાચવી રાખજે, અને જે કરવું હોય તે એક વર્ષ પછી કરજે. બ્રાહ્મણે કબૂલ કર્યું એટલે તેમણે મડદાને એક બધ પેટીમાં મૂકી તેમાં પુષ્કળ દવાઓ ભરી. પછી તે પેટી સ્મશાનમાં એક આસોપાલવનું ઝાડ હતું તે ઉપર લટકાવી દીધી અને વિક્રમરાજા પોતાનું રાજ્ય પ્રધાનને સોંપી સજીવનમંત્રની શોધમાં ચાલી ગયા.

વિક્રમ જંગલોમાં દુઃખની દરકાર કર્યા વિના બહુ બહુ ફર્યા. તેમને કંટાળો આવ્યો અને તેમણે ગંગાનદી તરફનો રસ્તો લીધો. ને મનમાં વિચાર કરે છે કે જો સજીવનમંત્ર મળશે તો ઠીક, નહિ તો ગંગાનદીમાં હું મારો જીવ આપીશ. એકવાર એક મોટા જંગલમાં તેઓ હતા. તાપ પુષ્કળ હતો તેથી એક વડ નીચે આરામ લેવા તે ગયા. એટલામાં જમીનમાં એક દર હતું તેમાંથી મોટો નાગ નીકળ્યો. રાજાને આગળ ચાલી જતો જોઇ તે નાગને વાચા થઈને તે બોલ્યોઃ "એ ભાઈ મુસાફર, તું કેમ ચાલી જાય છે? ઉભો રહે તો આપણે સુખદુઃખની વાતો કરીયે. જરા મારૂં દુઃખ તો સાંભળ." આ સાંભળી વિક્રમરાજા ઉભા રહ્યા, ને પૂછયું,

"ભાઇ એવું તે તારૂં શું દુઃખ છે ? મને કહે. મારાથી તે દૂર કરાય તેમ હશે તો હું કરીશ." ત્યારે તે નાગ બોલ્યો, "ભાઈ, મારા આખા શરીરમાં ગરમીનો રોગ છે તેથી ઝાળ ઉઠે છે, અરે લક્ષ વિંછીની વેદના થાય છે. મારૂં દુઃખ તો કોઇ મટાડી શકે તેમ નથી. પણ મેં સાંભળ્યું છે કે ઉજ્જૈન નગરીમાં પરદુઃખભંજન વિક્રમરાજા રહે છે. જો બધા લોકો કહે છે તેવો તે પરાક્રમી હોય તો તે મારૂં દુઃખ દૂર કરી શકે. તે મને એના પેટમાં જવા દે તો હું તેના પેટમાં પેસું અને અમૃત કુપ્પો જે દરેક માણસના પેટમાં હોય છે તેમાં જઇને બસી રહું. એમ થાય તો જ મારા શરીરની ગરમી ઓછી થાય એમ છે. પણ મારા ઝેરને લીધે ધીમે ધીમે તેનો તો જીવ જાય જ."

આ વાત સાંભળી વિક્રમરાજા વિચારમાં પડી ગયા. તેમણે મનમાં વિચાર્યું કે, જો આ નાગનું દુઃખ પોતે દૂર કરી શકે તેમ હોય તો ભલે જીવ જાય; પણ તેનું દુઃખ તો મટાડવુંજ જોઇયે. એમ વિચારી તે બોલ્યો, "ભાઇ, હુંજ વિક્રમરાજા છું. જો તને મારા પેટમાં જવાથી શાંતિ મળે તેમ હોય તો સુખેથી જા." એમ કહી પોતે મોં ઉઘાડયું. નાગ તો વિસ્મય પામ્યો, એણે કહ્યું "હું વિક્રમરાજાને ઓળખતો નથી, પણ જે મારૂં દુઃખ દૂર કરે તે મારો વિક્રમરાય" એમ કહી તે રાજાના પેટમાં પેઠો. આથી સાપને શાંતિ થઇ અને વિક્રમરાજા પોતાને પંથે આગળ ચાલ્યા. હવે સાપના ઝેરને લીધે તેમને પેટમાં રોગ થયો. તેના શરીરનો રંગ કાળો પડવા માંડયો. પેટ મોટું ગાગર જેવું

થયું. પછી ધીમે ધીમે તે એક નગરમાં આવ્યો. ત્યાં તો ચૌટા વચ્ચે તે પડીજ ગયો. તેના શરીરે હજારો વિંછીની વેદના થવા માંડી, અને તે બેભાન થઇ ગયો. બધા લોક તેની આસપાસ ભેગા મળ્યા, અને છેવટે એક જણ રાજાને આ સમાચાર કહેવા ગયો.

અહિંના રાજાને સંતાનમાં કેવળ બે પુત્રીઓજ હતી. તે દિવસે રાજા દરબારમાં પોતાની બન્ને દીકરીઓ સાથે બેઠો હતો. તે વખતે તેણે છોકરીઓને પૂછયું, કે "તમે બાપકરમી છો કે આપકરમી?" મોટી છોકરી બોલી, "પિતાજી! અમારૂં કરમ તો તમારામાંજ આવી ગયું. તમે લાડ લડાવો છો તેથી અમે સુખી છીયે. તમેજ અમને ઉત્તમ સ્થળે પરણાવશો, અને અમે સુખી થઇશું. તમેજ અમને ધન વગેરે બધું આપશો. મારૂં કર્મ ને મારો બાપ." આ સાંભળી રાજા બહુજ પ્રસન્ન થયો. પછી નાની છોકરીને તેજ સવાલ પૂછતાં તે બોલી, "પિતાજી તમે મારા વડીલ છો, તમે બહુજ માયા રાખો છો; પરંતુ મારૂં કર્મ તે મારૂં જ. એ કાંઈ તમે ફેરવી શકો નહિ.

સૌ સૌને કર્મે કરી, વશ વરતે છે લોક;
સુખદુખ પામે કર્મથી, ડહાપણ, હર્ષ ને શોક.
મન અહંકાર મૂરખ કરે, મુજથી સઘળું થાય;
તે તો જુઠું જાણજો, આપ કર્મથી ખાય,

આ સાંભળી તે રાજાને બહુજ ક્રોધ ચઢયો. એટલામાં ચૌટામાંથી પેલો માણસ સમાચાર કહેવા આવ્યો કે કોઈ

અજાણ્યો મુસાફર વિચિત્ર રોગથી પીડાઇને બજારમાં બેભાન થઇ પડયો છે. ક્રોધના આવેશમાં રાજાએ પોતાના માણસોને હુકમ કર્યો કે એ માંદા માણસને અત્રે લાવી તેની સાથે આ અભિમાની છોકરીનાં લગ્ન કરી દો. પછી હું જોઉં છું કે એનું કર્મ એને શા કામનું છે !" પછી ધર્મવિધિથી તે માંદા માણસ સાથે પોતાની પુત્રીનાં લગ્ન કરી એક જુના ઘરમાં તેને વાસો આપ્યો.

તે છોકરીએ તો પિતાએ પરણાવેલા પુરૂષને પતિ માની માથે ચઢાવ્યો અને તેની ચાકરીએ લાગી. ખૂબ ગરમ પાણી કરી તેનું શરીર તેણે પહેલાં લુછી નાંખી શુદ્ધ કર્યું, અને પછી તેને સાફ પથારીમાં સુવાડી દીધો. રાત પડી એટલે દીવો બળતો રાખી પોતે એક બાજુએ પતિની સંભાળ માટે બેઠી. ચાર ઘડી રાત થઇ એટલે રોગીના પેટમાંથી મોં વાટે સાપ નિકળ્યો અને અડધો બહાર આવી હવા ખાવા લાગ્યો. આ જોઈ તે રાજપુત્રી અજબ થાય છે. એટલામાં તો એ ઘરના એક દરમાંથી બીજો સાપ નિકળ્યો. પછી બે સાપ વાતે વળગ્યા. દરનો સાપ કહે કે, "અરે ભાઇ, તું કેટલું પાપ કરે છે તેનો તને ખ્યાલ છે ? તારૂં દુઃખ મટાડનાર આ પરોપકારી વિક્રમરાજાને તું કેટલું દુઃખ દે છે ? તું જીવીને શાં ભારે કામ કરવાનો છું ? આ વિક્રમરાજા જીવતા હશે તો તે પોતાની બધી રૈયતને સુખી કરશે, અને લાખોનાં દુઃખ કાપશે."

આ સાંભળી પેટમાંના સાપને રીસ ચઢી ને તે બોલ્યોઃ " તું તારે રસ્તે જા. આવા અભિમાની બોલ તું

બોલે છે તેનું કારણ તો તારૂં ધન છે. હું જાણું છું કે તું મોટા ચરૂ ઉપર બેસી રહે છે અને કોઈને તેમાંનું ધન લેવા દેતો નથી. જો કોઇ ભોમીયો મળે અને તારા દરમાં કકડાવેલું તેલ નાંખે તો તારો પ્રાણ જાય અને તે માણસને બધું ધન મળે." આ સાંભળી પેલા દરમાંના સાપને ઝાળ લાગી ગઈ અને તે બોલ્યોઃ "તું પણ જ્યાં સુધી વૈદ્ય તને મળ્યો નથી ત્યાં સુધી ગાજ્યા કરજે. જો આ રાજાને હમણાં કોચલી પાઈ દે તો તારા કકડે કકડા થઇને નિકળી જાય અને આ ભલો પરમાર્થી રાજા સાજો થઇ જાય."

પેલી રાજાની કુંવરીએ આ બધી વાત સાંભળી, પોતાનો પતિ વિક્રમરાજા છે તે જાણી બહુજ આનંદ પામી. વહાણું વાતાં બંને સાપે બતાવેલાં ઓસડ કરવા માંડયાં. કકડાવેલું તેલ સાપના દરમાં નાંખ્યું એટલે પેલો સાપ બહાર નિકળતાં જ મરી ગયો અને દર ખોદતાં અંદરથી અઢળક ધનથી ભરેલા ચરૂ નિકળ્યા. પછી કોચલી લાવીને પોતાના પતિને પાઈ એટલે તેને સખત રેચ લાગ્યો, અને પેટમાંના સાપના ટુકડે ટુકડા થઇને બહાર પડયા. રાજા થોડી વારમાં જાગ્રત થયા, અને પોતાની પાસે આ સ્ત્રીને જોઇને બહુજ નવાઇ પામ્યા. તેમણે પૂછયું, કે "બાઇ તમે કોણ છો?" એટલે રાજાની કુંવરીએ બધી વાત પહેલેથી માંડીને કહી ને પછી હાથ જોડીને ઉભી રહી. વિક્રમરાજાએ કહ્યું કે, "બધી વાત તો ઠીક છે પણ આ બે સાપોના પ્રાણ તમે સ્વાર્થની ખાતર લીધા તે સારૂં ના કર્યું. મારા પેટમાંના સાપને તો મેં જાણીનેજ આશ્રય આપ્યો હતો. પરદુઃખભંજન નામ બધું નકામું ગયું. પરંતુ હવે

થનાર હતું તે થઇ ગયું છે. તમે આ બન્ને સાપના મરેલા શરીરને સાફ કરીને એક કરંડીયામાં ભરી મને આપો. મારે અહિંથી ચાલી જવું જોઇયે. મારે તો સંજીવનમંત્ર લેવા જવું છે. તે નહિ મળે તો હું પ્રાણ તજીશ. તમારે અહિં રહેવું હોય તો સુખેથી રહો." સ્ત્રીએ કહ્યું કે, "હું તો તમારી સાથેજ આવીશ." પછી બધું ધન પાછું તે દરમાંજ મુકીને તે બન્ને જણાં સાપનો કરંડીયો લઇને ત્યાંથી ચાલી નિકળ્યાં.

રસ્તે ચાલતાં થોડે દૂર ગયાં એટલે એક નાગણ મળી. તેણે પેલી બાઇને કહ્યું કે, "બહેન, તું બીહીશ નહિ. મારે તો આ પંથીનું કામ છે. એમના જેવા દેખાતા એક પુરૂષે એક નાગનું દુઃખ ટાળવા તેને પોતાના પેટમાં રાખ્યો હતો. હું તે નાગની મા છું. હું પૂછું છું કે એ પુરૂષ આ કે નહિ? અને મારા છોકરાની શી ખબર છે?" આ સાંભળીને વિક્રમરાય બોલ્યા કે, "બાઈ, તે માણસ હુંજ છું, અને તમારા દીકરાનું દુઃખ દૂર કરવા જતાં મારે લીધે તેનો જીવ ગયો છે." એ સાંભળી નાગણે કહ્યું, કે "એમાં તારો શો વાંક? પણ જો તેના શરીરનો એક ટુકડો પણ મને મળે તો મારૂં કામ થાય. મારૂં પીયર પાતાળમાં છે, અને મારા પિતાએ મને સંજીવન અંજન આપેલું છે. તેનાથી હું તેને જીવાડી શકું તેમ છું." આ સાંભળી રાજાને આશ્ચર્ય લાગ્યું અને તેણે બધી હકીકત કહી પૂછ્યું. કે "તારી પાસે અંજન કેટલું છે, અને વધારે જોઇયે તો મળે કે નહિ?" ત્યારે નાગણે કહ્યું કે,

"મારા પિનાએ ત્રણ જણને ચાલે તેટલુંજ આપ્યું છે. તમે પરમાર્થી રાજા છો માટે તમેજ તે રાખો અને હું તો પુત્રવિયોગે પ્રાણ તજીશ." એમ કહી નાગણે રાજાને અંજન આપ્યું. રાજાએ કરંડીઆમાંથી પેલા સાપના કકડા કાઢીને તે અંજનથી તેને સજીવન કર્યો. માતા પુત્ર મળ્યાં ને આનંદ પામ્યાં. પછી રાજાએ કહ્યું કે, "ભાઈ, તારા રોગને લીધે તને બળતરા થતી હોય તો મારા પેટમાં પાછો જા." પણ તે નાગણ બોલી કે, "આ અમૃત અંજનથી જે સજીવન થયું હોય તેને કોઈ પણ રોગ રહેતો નથી." આમ કહી તે નાગણ અને તેનો પુત્ર રાજાને પ્રણામ કરીને વિદાય થયાં. પછી તે રાજાએ સદાવ્રતી નગરીમાં જઈને પેલા અંજનના બીજા ભાગથી પેલા દરના સાપને સજીવન કર્યો, અને તે દરમાંથી જે ધન મળ્યું હતું તે તેનેજ પાછું આપ્યું. પછી વિક્રમરાય પેલા બ્રાહ્મણના છોકરાની પેટી બાંધી હતી ત્યાં જવા નિકળ્યા. તે ગામ પહોંચ્યા એટલે આખા ગામમાં ખબર પડી ગઈ કે પેલા રાજા છોકરાને સજીવન કરવાની દવા લઇને આવ્યા છે. કેવી રીતે સજીવન થાય છે, તે જોવા આખું ગામ શ્મશાન તરફ ઉલટયું; પરંતુ વિક્રમરાજાએ તો એકાંતમાંજ તે પેટી ઉતારી અંજનથી તે છોકરાને સજીવન કર્યો. પેલો છોકરો તો જાણે ઉંઘમાંથી આળસ મરડીને જ ઉભો થયો. પછી મોટી ધામધુમથી લોકો તે બંનેને ઘેર લઇને ગયા. રાજાએ પણ વિક્રમરાજાની બહુ મેમાનગીરી કરી. પછી વિક્રમરાયે પેલા બ્રાહ્મણના પુત્રને સાત ગામ બક્ષીસ કર્યાં. તે ગામના રાજાએ સદાવ્રતી નગરીમાં જ્યાં પોતે રોગી થઇને ચોટામાં પડયો

હતો, ત્યાંના રાજા મહેંદ્રવછને કહેવડાવ્યું કે તારી પુત્રી આપકર્મથીજ સુખી થઈ છે અને જે રોગી સાથે તેનાં તેં લગ્ન કર્યાં હતાં તેતો વિક્રમરાજા હતો. આ સાંભળી મહેંદ્રવછ તો બહુજ નમ્રભાવે મોંમાં ઘાસનું તણખલું લઇને વિક્રમરાજા પાસે આવ્યો અને બહુ બહુ માફી માંગી અને કહ્યું, કે રાજાજી હું કબુલ કરૂં છું કે આપકર્મજ ખરૂં છે. પછી રાજા અને નવાં રાણી પાછાં ઉજ્જૈન ગયાં અને બીજાં પરોપકારી કામો કરવા લાગ્યાં.

આ રીતે સુભદ્રા નામે બીજી પુતળીએ રાજા ભોજને બધી પરોપકારની વાત કહી. એક રાત બ્રાહ્મણને ઘેર રહ્યા તેમાં તેમણે આટલી મહેનત કરી તેના છોકરાને સજીવન કર્યો, તેમ જ સાપ જેવા પ્રાણીનું દુઃખ દૂર કરવા પોતાનો પ્રાણ પણ તેમણે આપવા આનાકાની કરી નહોતી.

કાં ઉંચ કાં નીચ જન, કાં રાજા કાં રંક;
કરો પૂન્ય પરમારથા, એહ અલૌકીક આંક.
પૂન્યે જશ વાધે ઘણો, પૂન્યે પુત્ર પરિવાર;
પૂન્યે હોય પરાક્રમી, અલખત અપરંપાર,
ખેડ કરે લક્ષ કોટીધા, સીંચે પાણી બહુ રીત;
તેણે અર્થ સરે નહિ, જો વાવે નહિ બીજ.

માટે હે ભોજ રાજા! આવા પરમાર્થનાં કાર્ય તમે કરો તો જ આ સિંહાસન ઉપર પગ મૂકી શકો. એટલું કહી તે પુતળી આકાશમાં ઉડી ગઈ.



વાર્તા ૧૧ મી.

# કળસની વાર્તા.

કુતણી: બાળા.

## વાર્તા ૧૧ મી

## કળસની વાર્તા.

ભોજરાજા વળી પાછો તે સિંહાસન ઉપર બેસવા ગયો, ત્યારે બાળા નામની પૂતળીએ તેને અટકાવ્યો. અને વિક્રમરાજાના પરાક્રમની નીચેની વાર્તા તેને સંભળાવીઃ—

એક વાર રાત્રે વિક્રમરાજા નગરચર્ચા જોવા નિકળ્યા. રાત અંધારી છે; કોઇપણ માણસ રસ્તામાં નજરે પડતું નથી; તો પણ તે બીક વગર બધે ફરે છે. તેમણે ભીલનો વેશ પહેર્યો છે, અને માથા ઉપર રંગેલો રૂમાલ બાંધ્યો છે. આખા ગામમાં ફરીને, તે ગામ બહાર નિકળ્યા. ત્યાં તેમણે દૂર ચાર જણાને જોયા. તેમને લાગ્યું કે તેઓ ચોર હશે એટલે પોતે અદૃશ્ય વિદ્યાથી પોતાનું શરીર સંતાડી દીધું. અને તે ચારે જણની હકીકત જાણવા ગયા. તે ચારે ચોર હતા. તેઓએ કહ્યું કે આપણે ચારે જણા ઘણા હોંશીયાર છીયે, અને આજે આપણે બહુ ધન મેળવવું છે. માટે બોલો આપણે શું કરીશું? ત્યારે તેમાંના એકે કહ્યું કે મને એવી વિદ્યા આવડે છે કે ભોંયમાં દાટેલું ધન હું જાણી શકું છું. બીજો કહે કે મારામાં એટલું જોર છે કે

ગમે તેટલી સખ્ત ભોંય હોય તોપણ હું તે ખોદી શકું છું. ત્રીજો કહે મને એવી આવડત છે કે કોઇપણ માણસને હું બેભાન કરી શકું અને તે એવો કે ગમે તેટલો ખડખડાટ થાય તોપણ તે જાગી ઉઠે નહિ. ચોથો કહે કે હું તો વનના પક્ષીની ભાષાઓ જાણું છું. એ કાંઇ વાતો કરશે તો હું તમને તરતજ બાતમી આપીશ.

ચારે જણાયે આમ વાત કરીને પછી એમ ઠરાવ્યું કે આપણે આજે મોટી ચોરી કરવી. પછી તેઓ ગામ તરફ ચાલ્યા. વિક્રમરાજા પણ છુપે શરીરે તેમની પાછળ ગયા. પહેલા તો તેમના મનમાં એમ આવ્યું કે આ ચાર ચોરોને હું મારા માણસો પાસે પકડાવી દઉં. પણ પછી તેમને એ લોકો શું કરે છે તે જોવાનું મન થયું. એ ચોરો ગામમાં ગયા. પાછળ વિક્રમરાજા પણ ચાલ્યા.

મોટી હવેલીઓવાળી એક પોળમાં તેઓ ઉભા. બ્રાહ્મણોનાં ઘર હતાં. એટલે ચોરોએ નક્કી કર્યું કે અહિં તો ચોરી ના કરવી. આખું ગામ એમને દાન કરે ત્યારે આપણે શા માટે તે લઇયે ? આગળ ચાલતાં વાણીયાનાં ઘર આવ્યાં. ચોરોએ કહ્યું કે વાણીયાને તો ધન બહુજ વહાલું. જો એમનું ધન લઈયે તો એ નિસાસા મૂકે અને એ ધન આપણને પચે નહિ. પછી ભાટ લોકોના ઘર પાસે આવ્યા. ચોરો કહે, આ તો બિચારા થોડા પૈસા માટે લોકોનાં વખાણ કર્યા કરે. વળી એ અડધા બ્રાહ્મણ કહેવાય, માટે એમને ઘેર તો ચોરી ના કરવી. ત્યારપછી સોની, સુતાર, વગેરે કારીગર લોકોનાં ઘર આવ્યાં. તેઓ બિચારાં થોડા

ધન માટે બહુજ મહેનત કરે છે, એમ ધારી તેમણે ત્યાં પણ ચોરી ના કરી. એમ કરતાં કરતાં તેઓ રાજાના મહેલ પાસે આવી પહોંચ્યા. ત્યાં તેમણે નક્કી કર્યું કે આ ઘર બરોબર છે. બધા લોકોનું ધન રાજા લુંટી લે છે. એને કાંઇ કમાવા જવું પડતું નથી. ધન લીધાથી કોઇ નિસાસો મૂકશે નહિ. વળી ચોર લોકોને તો એ માર મારી સજા કરે છે, માટે એ તો આપણો શત્રુ કહેવાય. વળી

મારવો તો હસ્તી છે સાર, લુંટવો તો રાજભંડાર;
વઢવું તો બળીયાની સાથ, કરવું પૂણ્ય તો જમણે હાથ.
મરવું તો ગંગાને તીર, નહાવું તો નર્મદા નીર;
કાશીમાંહે કરવો વાસ, સજ્જન સહોદર રહેવું પાસ.
લેવું તો રાજનું ધન, જેનું મોહોટું હોયે મન;
રાંકનું ધન લેવું તે વેઠ (માટે) ઉતારો માલ જે હોયે ઠેઠ.

આમ વિચાર કરી તેઓ રાજાના મહેલમાં પેઠા. પહેલા ચોરે બધાં માણસોને ઉંઘમાં નાંખ્યા. બીજાએ કહ્યું કે રાજાના પલંગના ચાર પૈયા નીચે ચાર કળશ દાટેલા છે. તેમાં એટલું ધન છે કે આ આપણું બધું દળદર મટી જાય. ત્રીજાએ તરતજ પોતાના જોરથી પલંગ ખસેડીને ખાડા ખોદ્યા. જોતજોતામાં તો ચાર ચરૂ કાઢયા. રાજા વિક્રમ તો આ જોયાજ કરતા હતા. તેમણે વિચાર્યું કે હમણાં એ લોકો છોને લે. મારી નજર આગળજ બધું છે. હું છેવટે એમને પકડીશ. ચોરોએ દરેકે એક એક કળશ માથે મૂકયો. તેમાં પુષ્કળ ધન હતું. તે લઇને તેઓ પોતાને રસ્તે પડયા. તેમનું ઘર જોવા વિક્રમરાજા તેમની પાછળ ચાલ્યા. બધા ગામ બહાર નિકળ્યા. એટલામાં શીયાળ

બોલ્યાં એટલે પેલો ચોથો ચોર જે જાનવરની ભાષા જાણતો હતો તે ચમકયો. તેણે એકદમ બીજા ચોરોને ઉભા રાખ્યા. અને કહ્યું કે આ શીયાળ કહે છે કે તમે જે બધું કરો છો તે કળશનો માલીક જુવે છે. માટે તમારૂં ઘર બતાવશો નહિ. આ ઉપરથી ચારે જણા વિચારમાં પડી ગયા. અને તેમણે ઠરાવ્યું કે આ ચારે કળશ અત્યારે આપણે પર્વતની ગુફામાં છુપાવી દેવા અને ત્રણ ચાર દિવસ પછી તે આપણે ઘેર લઇ જઇશું. પછી તેઓએ તે કળશ સંતાડી દીધા અને ત્યાંથી જુદા થઇ વિખરાઇ ગયા. આ જોઇ વિક્રમરાજા તો ગભરાયા. એ ચોરોને ઓળખી શકયા નહોતા. હવે જો એકની પાછળ જાય તો કદાચ બીજા આવી ધન કાઢી જાય. માટે તેમણે વિચાર્યું કે સવાર સુધી તો અહિંજ ચોકી કરવી. વહાણું વાયું એટલે ઘેર જઇ સૂઇ રહ્યા.

સવારે ચોકીયાત લોકોએ મહેલમાં ખાતર પડેલું જોયું. તે જોઇને તેઓ ગભરાઇને પ્રધાનને કહેવા ગયા. પછી બધા મહેલમાં ગયા. તપાસ કરતાં ખબર પડી કે રાજાના ચરૂ ગયા છે. આ સાંભળી સૌ ત્રાસી ગયા. હવે રાજાજી દંડ દેશે એમ સૌને બીક લાગી. આખો દિવસ બધાયે ખૂબ તપાસ કરી. પણ કોઈને પગલું જડયું નહિ. રાત્રે રાજાજીએ એક બળદની ગાડી જોડી અને પેલા ચરૂ લાવવા ગયા. ગુફામાં જઇને તેમણે ચારે ચરૂ ગાડીમાં મૂકયા અને ગાડી શહેર તરફ લાવ્યા. તે વખતે તેમણે શહેરમાંથી એક બ્રાહ્મણ કુટુંબને પોતાની તરફ આવતું જોયું. તેમણે ગાડી ઉભી રાખીને પૂછયુંઃ તમે કોણ છો, અને અત્યારે કયાં જાવ છો? ત્યારે તે કુટુંબનો

વડીલ બોલ્યોઃ ભાઇ તમે તમારે રસ્તે જાવ. અમને અમારી મેળે સુખેથી જવા દો. પછી રાજાના બહુ જ આગ્રહથી તેણે કહ્યું કે અમે બહુજ ગરીબ, અને દુઃખી માણસો છીયે. અમે બહુ બહુ પ્રયત્ન કર્યા પણ પેટપુરતું ધાન પણ મળતું નથી. વળી હવે છોકરા ઉંમર લાયક થયા એટલે તેમનાં લગ્ન પણ કરવાં જોઇયે. છોકરાનાં લગ્ન લીધાં છે અને બે દિવસમાં જાન આવવાની છે. તે માટે ઘણું ખર્ચ કરવું પડે તેમ છે. પણ પૈસા વિના કાંઇયે બને નહિ. એટલે અમે આ ગામ તજીયે છીયે, પાડોશીયોમાં નામોશી થાય માટે રાતોરાત નિકળી જઇયે છીયે. આ સાંભળી વિક્રમરાજાને દયા આવી. વળી જો કોઈ કુટુંબ પોતાનું ગામ તજી જાય, તો તેમાં રાજાની પણ આબરૂ જાય. તેથી તેમણે કહ્યુંઃ ભાઇ! આ ચરૂ છે તેમાંથી એક તું લઇ લે અને પાછો વળ.

ચરૂ જોઈને બ્રાહ્મણભાઇનો લોભ જાગ્યો. એ તો એક પછી એક ચારે ચરૂ તપાસે. તેમાંથી કયામાં વધારે ધન હશે તે નક્કી થાય નહિ. રાજાએ પૂછયુંઃ મહારાજ, આમાંથી તમે લેશો તો તમારૂં મન પ્રસન્ન થશે! ત્યારે બ્રાહ્મણભાઇ બોલ્યાઃ જો અમારૂં મન પ્રસન્ન કરવું હોય, તો તો મને ચારે ચરૂ આપી દો. તમે મોટા દાતાર છો. અને અમે તો માંગણ છીયે. અને જ્યારે લાજ ખોઇને માંગણી કરવાની છે ત્યારે તો પૂરૂં માંગવું.

**જ્યાં મળ્યા ગંગા નરબદા તીર, કુપ તળાવનાં ત્યાં શાં નીરઃ**
**જ્યાં મળી કામધેનુ ગાય, બકરીને તો કોણજ ચહાય.**
**સાકર ખાંડના શીરા જમે, થડ બાજરી તેને કેમ ગમે.**

**કશર અમે શાને કીજીયે, મનુષ્ય તેનું માંગી લીજીયે,**
**કુબેર સમ ભંડારી તમો, શાને ઓછું માંગું અમો.**

આ સાંભળી રાજાયે ચારે ચરૂ તેને આપી દીધા. પોતે ગાડી હાંકીને તેને ઘેર તે મૂકી આવ્યા.

બીજે દિવસે બ્રાહ્મણે તો વેવાઇને ઉતાવળે બોલાવવા ખેપીઆ મોકલ્યા. તાકીદે માંડવા બાંધવા હુકમ આપ્યો, અને જમણ માટે નોતરાં મોકલ્યાં. આ બધું કર્યું પરંતુ આજે સારો દિવસ હતો નહિ એટલે બ્રાહ્મણે ચરૂમાંથી ધન કાઢયું નહિ. તેણે વિચાર કર્યો કે આવતી કાલે તે કાઢીશું. રાત પડી એટલે પેલા ચાર ચોર પણ ભેગા મળ્યા અને વિચાર કર્યો કે હવે આપણે પેલા ચરૂ કાઢીને લઇ જઇયે. એમ વિચારી તેઓ પેલી ગુફામાં ગયા. ત્યાં જઇને જુવે છે તો જગા ખોદેલી હતી અને ચરૂ નહોતા. ચોરોએ વિચાર્યું કે આ ધન તો આપણે ગમે ત્યાંથી શોધી કાઢવું જોઇયે. આપણે આપણી બધી વિદ્યા અજમાવીને તે પાછું લેવુંજ જોઇયે. પછી પોતે ગુપચુપ ગામમાં ફરવા નિકળ્યા. છુપાવેલું ધન પારખવાની વિદ્યા જેની પાસે હતી તે બ્રાહ્મણના ઘર આગળ ઉભો રહ્યો. પેલા બીજા ચારે બધાંને ઉંઘમાં નાંખી દીધાં અને ત્રીજાએ પોતાના બળથી ચરૂ કાઢી લીધા. ચારે જણા પછી છુપાઈ ગયા. બ્રાહ્મણભાઇયે સવારે તો ખાતર પડેલું જોયું. તેમને લાગ્યું કે આપણે રાજા પાસેથી બધા ચરૂ લીધા તે રાજાથી ખમાયું નહિ તેથી તેણે રાત્રે ખાતર પડાવ્યું. તેના વિના આપણે ત્યાં ધન છે, તે કોઇ જાણતું નહોતું. પોતે નોતરાં કાઢેલાં તેનું શું થશે તે વિચાર

હવે આવવા માંડયા. લોકોમાં આબરૂ જશે અને ફજેતી થશે તેથી આખું કુટુંબ અકળાઈ ગયું. તેમણે છેવટે વિચાર કર્યો કે આપણે આપઘાત કરવો અને રાજાને માથે તે પાપ નાંખવું એમ વિચાર કરીને તેઓ રાજમહેલમાં ગયા. રાજા દાતણ કરતા હતા, ત્યાં જઈ આ બ્રાહ્મણે તો ગાળો દેવાજ માંડી અને છરી કાઢી આપઘાત કરવા માંડયો. રાજાએ તેને શાંત પાડયો અને હકીકત પૂછી. રાજાએ જ્યારે બધી વાત સાંભળી ત્યારે કહ્યું કે તમારો વહેમ ખોટો છે. હું ચરૂ સંબંધી કાંઈજ જાણતો નથી. પણ તમે જોઈયે તેટલું ધન લઈ જાઓ અને તમારે ત્યાંનાં ટાણાં પૂરાં કરો. બ્રાહ્મણે તો જક લીધી કે મારા ચરૂ આપો. અંતે રાજાએ સમાધાની કરી કે હમણાં તમે અહિંથી ધન લઈ વિવાહ પૂરા કરો, અને દશબાર દિવસમાં હું ચરૂની તપાસ કરી આણી આપીશ.

આ વાત આખા ગામમાં પ્રસરી ગઈ, ગામના લોકોએ જાતજાતની વાતો કરવા માંડી. કોઈ કહે એ તો રાજાએજ લીધેલા, કોઈ વળી કાંઈ બીજું કહે. આ બધું સાંભળી રાજાને એમ લાગ્યું કે મારે પ્રજામાં ખાત્રી કરી આપવી જોઈયે કે મેં તો તે નથી લીધા. આમ વિચારી તેમણે પ્રધાનને તથા બીજા અમલદારોને તપાસ કરવાની તાકીદ આપી. પોતે મહાકાળેશ્વર મહાદેવમાં ગયા અને ત્યાં બહુ પ્રાર્થના કરી. પછી ગામના જુદી જુદી જાતના માણસોને તથા મહાજનના શેઠોને તેમણે વારા ફરતી બોલાવ્યા. જાણીતા જેલમાં જઈ આવેલા ચોરોને પણ બોલાવ્યા. સર્વને કહ્યું કે જે લોકો ચોરને પકડી આપશે તેને હું મોટું

ઈનામ આપીશ. છેવટે દારૂડીયાઓને પણ એકઠા કર્યા. પરંતુ કોઇપણ રીતે ચોરોનો કે ચરૂનો પત્તો મળ્યો નહિ. ત્યાર પછી ગામના જુવારીઓને એકઠા કર્યા. રાજાએ તેમને જુદા ઓરડામાં તેડ્યા. પછી દરેક જોડે વારાફરતી એકાંતમાં વાતો કરી અને બહુ સમજાવ્યા. આ જુગારી ટોળામાં પેલા ચાર ચોરો હતા. પરંતુ તેઓ જરાયે ઓળખાઈ આવે તેમ નહોતું. જુદી જુદી વાતો કરતાં રાજાને આ ચાર માણસો એક સરખા લાગ્યા. તેથી તેમણે એ ચોરોને જુદા પાડયા અને પછી ખાનગીમાં બોલાવીને ઘણા સવાલ પૂછ્યા. અન્તે રાજાને ખાત્રી થઇ કે આ ચાર જણાયેજ કળશ લીધેલા છે. પછી તેમણે આ લોકોને ચોખ્ખી વાત કહી દીધી કે તમે જ ચોર છો. અંતે તે ચોર બોલ્યા: તમારી વાત સાચી છે. અમેજ ચરૂ લીધા છે. બંને વખત અમેજ ચોરી કરી છે. પરંતુ હવે તો મમતનો સવાલ છે. તમારે પોતાને માથે તહોમત આવ્યું છે એટલે અમે ભરીસભામાં કબુલ કરવાના નથી. તમારે ફાવે તો તમે મુદ્દા-માલ સાથે અમને પકડો. જો અમે જાતે કબુલ કરીયે તો માલ પણ જાય અને આબરૂ પણ જાય.

ત્યાર પછી રાજાએ તેમને બહુ સમજાવ્યા. રાજાએ કહ્યું કે, તમે પહેલી વાર મારા મહેલમાં ચોરી કરી તે જાણું છું. મેં તે નજરે જોઇ છે. તમે ઘણા હોંશીયાર માણસો છો. વળી તમે ગામમાં બ્રાહ્મણ, ભાટ, વગેરે લોકોને ત્યાં ચોરી નહોતી કરી તેથી તમારૂં ઉદાર દીલ પણ મેં જોયું છે. માટે મારી વિનંતિ સાંભળો. તમે ચોરી તથા

જુગટું છોડીને બીજા ધંધામાં તમારી હોંશીયારી બતાવો. અંતે રાજાનું કહ્યું ચોરોને ગળે ઉતર્યું ને તેમણે ચોરી ભરસભામાં કબૂલ કરી અને ચારે કળશ લાવીને હાજર કર્યા. રાજાએ દરેકને પાંચપાંચ ગામ ઇનામ આપ્યાં. અને તેનો વહીવટ તેઓએ બહુજ હોંશીયારીથી કર્યો. તેઓએ ફરીથી ચોરીનો ધંધો કર્યો નહિ. પેલા બ્રાહ્મણને કળશ મળ્યા. પણ રાજાને માથે તહોમત મૂક્યું હતું તેથી તે બહુજ પસ્તાયો અને બધુંજ ધન તેણે પરોપકારમાં વાપરવા રાજાને પાછું આપી દીધું.

આવા પરાક્રમી વિક્રમરાજા હતા. તેમના જેવાં પરોપકારનાં કામ જે કરશે તેજ આ સિંહાસન ઉપર બેસશે. આટલું કહી બાળા નામની પુતળી આકાશમાં ઉડી ગઇ.



વાર્તા ૧૨ મી.

# કાવડીયાની વાર્તા.

એકવાર ઉજ્જન નગરીમાં જાત્રાળુઓનું એક ટોળું આવી પહોંચ્યું. તેઓ ઘણા તીરથો કરીને ત્યાં આવ્યા હતા. તેમણે દૂર દૂર સુધી વિક્રમરાજાનાં વખાણ સાંભળ્યાં હતાં. એટલે એમના દર્શન કરવાનું તેમને મન થયું. સારો રાજા તે પણ તીરથ જેવો છે; અને તેના દર્શનથી પણ પૂણ્ય થાય છે; એમ તેઓ માનતા હતા. તેથી તેઓ દરબારમાં ગયા. તેમના આવવાનું કારણ જાણી વિક્રમરાજાએ તેમની બહુ સરભરા કરી અને જાત્રાળુઓ તેથી આનંદ પામ્યા. તેઓએ પોતાનો જાત્રાનો અનુભવ બહુ રસભરી રીતે કહ્યો. તેથી વિક્રમરાજાને પણ આનંદ થયો.

આ જાત્રાળુઓના ગયા પછી વિક્રમરાજાને પણ જાત્રાનો અનુભવ લેવાનું મન થયું, અને તેથી તેમણે પ્રધાનને રાજ-કારભાર સોંપ્યો, અને એક રાત્રે જાત્રાળુનો વેશ લઇને ગુપચુપ ચાલ્યા ગયા. આ વેશમાં તે બહુ બહુ ફર્યા, અને બહુ દેશ જોયા, તથા મોટી મોટી જાત્રાઓ કરી. ફરતા ફરતા તે કર્નાટકમાં આવ્યા. ત્યાં એક ગામમાં, બજારમાં, એક

વાણીયાની નાની સરખી દુકાન હતી. ત્યાં તેમણે બેસવાની રજા માગી. વાણીયાને કાંઈ બહુ વેપાર નહોતો. પણ જાત્રાળુ દુકાને બેઠો એટલી વારમાં તો બહુજ ઘરાકી થવા માંડી. એથી વાણીયાના મનમાં આવ્યું કે આ કોઈ સારાં પગલાંનો માણુસ છે, અને તેથી તેણે જમવા માટે તે જાત્રાળુને આગ્રહ કર્યો. ત્યારે રાજા બોલ્યા કે ભાઇ, મારે તો નવરાત્રના અપવાસ કરવા છે. તે જો તું મને આઠ દિવસનો ઉતારો આપે, તો તારે ત્યાંજ દેવીની સ્થાપના કરૂં. આ સાંભળી પેલા વાણીયાને બહુ આનંદ થયો. એને ઉતારાની સગવડ કરી આપી. વાણીયાનું ઘર દુકાનના પાછલા ભાગમાંજ હતું. જાત્રાળુને તેણે દુકાનની પાછળ એક ખુણામાં વાસ આપ્યો.

જેટલા દિવસ રાજા ત્યાં હતા, એટલા દિવસ તે વેપારીને બહુજ લાભ થતો ચાલ્યો. એના છોકરાનો વિવાહ બહુ સારે ઘેર થયો, અને આઠ દિવસમાં એક વરસ જેટલી કમાણી થઈ ગઇ. પણ તેને એક દુઃખ હતુ. એની છોકરી ઉમર લાયક થઇ ગઇ હતી, પરંતુ તેનું સગપણ થયું નહોતું. બાપ વિવાહની વાત કરે એટલે તે છોકરી વર નાપસંદ કરે. રાજા આવ્યાના આઠમે દિવસે માબાપ તે છોકરીને બહુ સમજાવતા હતા પણ તે માનતી નહોતી. આ ઉપરથી એની ભાભીએ મેણું માર્યું કે તું તો રાજા વિક્રમને વરવાની હોઇશ ! તેથી તને બધા નાપસંદ પડે છે. આ સાંભળી તે છોકરી બોલી કે, હા. મે રાજાને જોયા નથી, પણ હું આજથી એમનેજ વરી ચુકી છું. આ વાત વિક્રમ-

રાજા સાંભળતા હતા; પણ તેઓ કાંઈ બોલ્યા નહિ-એમણે વિચાર્યું કે હવે મારે અહિંથી ચાલ્યા જવું જોઇયે. તે રાત્રે ચાલ્યા જવાનો પોતે નિશ્ચય કર્યો, અને તેથી રાત્રે ઉંઘ્યા નહિ. અડધી રાત થઇ ત્યારે પેલી વાણીયાની છોકરી, છાનીમાની ઘરમાંથી ચાલી. તે કયાં જાય છે તે જોવાનું રાજાને મન થયું. અને તેથી તે પણ તેની પાછળ ગુપચુપ ચાલ્યા.

પેલી છોકરી તો ગામ બહાર એક કુવા આગળ ગઇ અને તેમાં પડવાની તૈયારી કરવા માંડી. આ જોઇ વિક્રમ-રાજા એકદમ ત્યાં આવ્યા, અને પૂછયું કે, બાઇ! તું અહિં શું કરે છે? ત્યારે તે બોલી કે, તું તારે રસ્તે જા. મારે તો હવે મર્યા વગર છુટકો નથો. હું મારા મનથી રાજા વિક્રમને વરી ચુકી છું, પણ એ કાંઈ મને વરે નહિ, અને હવે બીજાને હું કદી પરણું નહિ. માટે આપઘાત કરીને હું તો મરી જઈશ, એમ કહીને તેણે પડતું મૂકવા માંડયું. પણ વિક્રમરાજાએ એકદમ તેનો હાથ ઝાલ્યો અને તેને બચાવી લીધી. આ ઉપરથી તે બાઇ બહુ ગુસ્સે થઈ. તેણે કહ્યું કે પરપુરૂષે મારો હાથ ઝાલ્યો એટલે મને બહુજ પાપ લાગ્યું. આમ કહી તેણે કલ્પાંત કર્યું; અને ફરી કુવામાં પડવા મંડી. આ જોઈ વિક્રમરાજાયે કહ્યું, બાઈ, તારો પરપુરૂષે હાથ નથી ઝાલ્યો. હું પોતેજ વિક્રમ છું. આટલું કહી તેણે પોતાની નિશાનીઓ આપીને બાઇની ખાત્રી કરી આપી.

આ હકીકત જાણીને બાઇને બહુજ આનંદ થયો. પણ વિક્રમરાજાએ કહ્યું કે મારાથી અહિં રહેવાય તેમ નથી.

હજી તો મારે જાત્રા બાકી છે. છેવટે તે બંને જણે નક્કી કર્યું કે અત્યારે ગાંધર્વ લગ્ન કરી દેવું અને વહાણું વાતાં રાજાએ ચાલ્યા જવું. રાજાએ વળી આગ્રહ કર્યો કે મારૂં નામ તારે કોઈને કહેવું નહિ. તે રાત બે જણાયે ભેગી ગાળી. ઘરમાં કોઈયે જાણ્યું નહિ અને વહાણું વાતાં તે જાત્રાળુ સૌની રજા લઇને ચાલ્યો ગયો. પેલી છોકરીને તેણે એક ચીઠ્ઠી અને સો મોહોરો આપી અને જણાવ્યું કે તને દુઃખ પડે ત્યારે આ ચીઠ્ઠી મને મોકલાવજે.

રાજા વિક્રમ તો જાત્રાળુને વેશે ત્યાંથી ચાલી નિકલ્યા. બધે દેશદેશાવર ફરતાં ફરતાં આ બધી વાત પણ તે ભૂલી ગયા. લાંબે વખતે તે પોતાને ઘેર ગયા, અને રાજ-કાજમાં જીવ ઘાલ્યો. અહિં પેલી વાણીયાની છોકરી તો મનમાં બહુજ મલકાતી હતી, અને આનંદમાં દહાડા ગાળતી હતી. વખત જતાં માલૂમ પડયું કે એ છોકરી બેજીવવાળી છે. આ ઉપરથી તેનાં માબાપ બહુજ ગુસ્સે થયાં, અને ફજેતીમાંથી બચવા માટે તેમણે છોકરીને ઘરમાંથી કહાડી મુકી. છોકરીનું મન પવિત્ર હતું એટલે તે પેલી ચીઠ્ઠી અને સોનામહોરો લઇને ચાલી ગઈ. પૈસાના જોરથી તેણે એક ઘર ભાડે રાખ્યું અને એક બાઇને નોકરીમાં રાખી. વખત થતાં તેને છોકરો આવ્યો. તે બહુજ રૂપાળો હતો. તે રાજાનો કુંવર છે, એમ જાણી તેની મા તેને બહુજ કાળજીથી ઉછેરતી હતી. તે મોટો થતાં તેને નિશાળે મૂકયો. તેનું રૂપ અને હોંશીયારી જોઇને બધાજ તેના ઉપર ખુશ થતાં હતાં. પણ પાછળથી

તેને નબાપો કહી, તેની મશ્કરી કરતાં હતાં. એક દિવસ નિશાળમાં તકરાર થતાં, બીજા છોકરાઓએ તેને મોંઢામોઢ મેણાં માર્યાં અને નબાપો કહીને ચીઢવ્યો. આ ઉપરથી તેણે પોતાની મા સાથે જક કરી, અને પોતાનો બાપ કોણ છે, તે જાણવા માંગ્યું. આ વખતે તે ચૌદ વર્ષનો હતો. એની માએ એને બધી વાત કહી અને પેલી ચીઠ્ઠી બતાવી, અને કહ્યું કે ભાઈ તે રાત પછી મેં રાજાજીના સમાચાર જાણ્ય નથી. હું તો જાણતીયે નથી કે એમનું ગામ કયાં આવ્યું. તું હમણાં બે વર્ષ હજી થોભી જા, અને પછી આ ચીઠ્ઠી લઇને રાજાજીને મળજે. પછી આપણું નશીબ હશે, તે આપણી સ્થિતિ ફેરવાશે અને મહેણું પણ ટળશે.

આ બધી વાત જાણીને તે બાળકને બહુ જ આનંદ થયો. તેણે પોતાનું નામ વિક્રમચરિત્ર રાખ્યું, અને તે દિવસથી રાજકુંવર જેવાજ બધા વિચાર કરવા માંડયા. વળી યુદ્ધકળા પણ તે શીખવા લાગ્યો. બે વર્ષમાં તો તે બહુજ હોંશીયાર બની ગયો. એક રાજાના કુંવરને છાજે તેવી બધીજ કેળવણી તેણે લીધી, અને રૂપ તો હતું જ. પોતાની કેળવણી પૂરી થઇ, ત્યારે વિક્રમચરિત્રે પોતાની માને કહ્યું કે હું હવે ઉજ્જન જઉં છું, અને ત્યાં રાજાજીને મળવા પ્રયત્ન કરીશ. પછી તમને તેડવા આવીશ.

કેટલેએક દિવસે તે ઉજ્જન પહોંચ્યો. પહેલાં તો એણે ગુપચુપ તપાસ કરવાનું નક્કી કર્યું. કારણ કે કદાચ એક વાર રાજા જો પોતાનો નકાર કરે તો કામ કપરૂં થઇ જાય, અને વળી જો ઢોંગી ઠરાવે તો બહુ સજા થાય. માટે બધું કામ

કળથી કરવાનું હતું. તે આમ વિચાર કરતો કરતો શહેર બહાર રાજાની વાડીમાં એક ઝાડ તળે બેઠો હતો તેવામાં રાજાની માલણ ફુલ વિણવા ત્યાં આવી. તેણે આ જુવાનના મોં ઉપર તેજ જોયું. તેને લાગ્યું કે આ કોઇ રાજવી છે. પછી તે તેની પાસે આવી અને પૂછયું: ભાઇ, તમે કોઈ પરદેશી લાગો છો, માટે જો ઉતારો જોઇ તો હોય તો ખુશીથી મારે ઘેર પધારો; તમે મને તમારી બેન જાણજો. વિક્રમચરિત્રે કહ્યું કે, હું અજાણ્યો તો છું પણ મને તમારે ઘેર લઈ જવામાં કદાચ જોખમ ખેડવું પડશે. મારે દરબારમાં કામ છે, અને કદાચ રાજાની ઇતરાજી પણ થાય તેવું છે. માટે મને નોતરૂં આપતાં પહેલાં જરા વિચાર કરજો. આનું નિખાલસપણું તથા બોલવાની છટા જોઇને તે માલણ અંજાઇ ગઈ, અને બોલી કે, મેં તો તમને ભાઇ કહ્યા છે એટલે હું તો તમારે પડખે જ છું. વળી મહેમાન તો દેવ સમાન ગણવાના છે, એટલે ભલેને ગમે તે થાય પણ હું તો તમારાજ પક્ષમાં રહીશ, માટે ખુશીથી મારે ઘેર તમે ચાલો.

વિક્રમચરિત્ર પેલી માલણને ઘેર ગયા, અને હવે આગળ કામ કેમ કરવું તેનો વિચાર કરવા માંડયો. આટલે વર્ષે વિક્રમરાજાને જુની વાત યાદ હોય તે તો અસંભવિત હતું. વળી એક વાર જો રાજા પોતાને ધુતકારી કાઢે તો જીવવું પણ ભારે પડે. માટે પહેલાં કાંઈ પરાક્રમ કરી બતાવવું જોઇયે, અને પછી રાજાને પોતાની ઓળખાણ આપવી, આમ તેણે મનમાં નક્કી કર્યું.

પછી તેણે એક કાગળ વિક્રમરાજાને લખ્યો. તેમાં જણાવ્યું હતું કે હું આ રાજનો હકદાર વારસ છું. મારો હક્ક સ્વીકારવાનો ઢંઢેરો આવતી કાલે તમે બહાર પાડજો. નહિ તો હું તમારી સામે બારવટું લઇશ, અને તમને તથા તમારી પ્રજાને પીડીશ. આ પત્ર તેણે માલણને આપ્યો, અને કહ્યું કે વિક્રમરાજા જાણે નહિં તેમ તે એમના હાથમાં જવો જોઇયે. માલણે તેમ કરવાની કબુલત આપી.

માલણે પોતાની હોંશીયારીથી ફુલની જોડે પેલો કાગળ દરબારમાં મૂકી દીધો, અને તે રાજાના હાથમાં આવ્યો, ભરદરબારમાં તે કાગળ વંચાયો. રાજાને તે સાંભળી ઝાળ ઉઠી, અને કહ્યું કે આ લખનારને જે પકડી લાવશે તેને હું મોટું ઇનામ આપીશ. આ સાંભળી સહદેવ અને મૂળદેવ નામના બે પંડિત ભાઇયોએ તેને પકડવાનું બીડું ઝડપ્યું. તેજ દિવસે રાજાએ ગામમાં દાંડી પીટાવી કે કોઈ એક બારવટીયો ગામમાં આવ્યો છે, માટે લોકોએ સાવધાન રહેવું અને રાત્રે આઠ વાગ્યા પછી બહાર નિકળવું નહિં. જે બહાર નિકળશે તેને પંડિત સહદેવ અને મૂળદેવ બારવટીયાના મળતીયા તરીકે ગણીને પકડશે.

માલણે આ બધી હકીકત વિક્રમચરિત્રને જણાવી, અને કહ્યું કે ભાઈ આજે તમે રાત્રે બહાર જશો નહિં. વિક્રમચરિત્રે તો પોતાની યુક્તિનોજ વિચાર કર્યો. રાત્રે માલણ સુઇ ગયા પછી તેણે એક સ્ત્રીનો વેશ લીધો અને હાથમાં પૂજાની સામગ્રી લીધી. પછી સહદેવ મૂળદેવના ઘર પાસે તે ગયો. ત્યાં સહદેવ ઉભો હતો-તેણે કહ્યું, કે બાઇ તું રાત્રે કેમ

નીકળી છું ? તને રાજાના ઢંઢેરાની ખબર નથી ? ત્યારે તેણે કહ્યું: મને ખબર તો છે, પણ રોજ રાત્રે શિવજીની પુજા કરવાનું મારે વરત છે, અને આજે ઢંઢેરાને લીધે મારો નોકર મારી સાથે ના આવ્યો તેથી મારે એકલાં નિકળવું પડયું. આમ વાત ચાલતી હતી એટલામાં મૂળદેવ ત્યાં આવ્યો. બંને ભાઈઓએ આ સ્ત્રીને રાત્રે એકલી જોઇને તેની મશ્કરી કરવા માંડી, અને તે સ્ત્રીએ પણ તેમની સાથે રમત શરૂ કરી. પછી તેમણે બારવટીયાની વાત કાઢી. પેલી બાઈ કહે કે તમારા હાથમાં તે આવે તો તમે શું કરો ? આ સાંભળી બંને ભાઈઓએ પોતાની બડાશો શરૂ કરી, અને જાણે બે બારવટીયા હોય, અને આમ આવે તો અમે આમ કરીએ, એમ કહેતાં કહેતાં તેમણે દોરડાવતી એક બીજાના હાથ બાંધ્યા અને પગ પણ બાંધ્યા. આ જોઇને પેલી બાઈયે રમતમાં ને રમતમાં દોરડાની ગાંઠોને ખૂબ મજબુત કરી, અને પછી બંનેને એક થાંભલા સાથે કકડાવીને બાંધ્યા. પેલાઓને દુઃખ થવા માંડયું એટલે તેમણે કહ્યું કે, હવ મશ્કરી રહેવા દે અને અમને છોડી નાંખ. ત્યારે વિક્રમ-ચરિત્રે પોતાનું ખરૂં રૂપ બતાવ્યું અને કહ્યું કે હુંજ બારવટીયો છું. આમ કહીને પેલા બે જણાને મોંયે મેશ ચોપડી. પછી તે રાજદરબારે ગયો અને કહ્યું કે મને સહદેવ અને મૂળદેવે મોકલ્યો છે. એમણે બે બારવટીયાને પોતાના ઘર આગળ બાંધ્યા છે માટે તમે જઇને એ લોકોને અહિં પકડી આણો. રાત્રે ને રાત્રે ચોકીદારો ભેગા થયા, અને તેમના હોકાટથી ગામના લોકો પણ જાગ્યા. મોટાં મોટાં ટોળાં

બારવટીયાને જોવા ગયાં. અને તેમના અવાજની ગડબડમાં પેલા લોકો કાંઈ બોલતા હતા તે પણ સંભળાયું નહિં. બધા લોકો મારતા મારતા પેલા બારવટીયાઓને ગામમાં ફેરવી દરબારમાં લઇ આવ્યા. સવાર થતાં તો પેલા બે જણા ઓળખાયા. વિક્રમરાજાએ તેમને છુટા કરાવીને બધી હકીકત પૂછી. પેલા બારવટીયા ઉપર તેમનો ક્રોધ ચઢયો અને તેને પકડી લાવનારને ફરી પાછું મોટું ઇનામ આપવાનું જાહેર કર્યું.

આ વખતે લલો અને પતો નામના બે મીઠાઇવાળાઓએ એ કામ માથે લીધું. આ બે બહુજ હોંશીયાર ભાઇઓ હતા અને રાજાના માનીતા હતા. બીજે દિવસે આ હકીકત માલણે વિક્રમચરિત્રને જણાવી. ફરી પાછો રાત્રે બહાર ના નિકળવાનો ઢંઢેરો પીટાયો, અને રાત પડતાં ગામમાં સમશાન જેવી શાંત ફેલાઈ ગઇ. બધું શાંત થયા પછી વિક્રમચરિત્ર એક દૂર દેશના મુસાફર જેવો વેશ લઇને ગુપચુપ નિકળ્યો, અને તેણે મીઠાઇવાળાની દુકાને જઈને બૂમો પાડવા માંડી. તેણે કહ્યું, કે ભાઈ હું પરદેશી મુસાફર છું. ત્રણ દિવસનો ભૂખ્યો છું, માટે મને થોડી મીઠાઈ આપો, અને જે પૈસા થાય તે લ્યો. પેલા મીઠાઇવાળાઓએ તો જાળીનાં બારણાં બંધ કરી દીધાં હતાં. તેમણે કહ્યું કે તને ઢંઢેરાની ખબર નથી? તું ચાલ્યો જા. નહિ તો તને પકડવામાં આવશે. ત્યારે પેલો કહે કે, ભાઈ, તું મને ખાવાનું આપ, એટલે જલદી ચાલ્યો જઇશ. મીઠાઇવાળો કહે કે તું પહેલા પૈસા આપે તો ખાવાનું આપું. છેવટે એમ ઠર્યું કે એક હાથે પેલો પૈસા આપે અને બીજે હાથે ખાવાનું લે. એણે તો ખૂબ

ખાવા માંડયું. લલો અને પતો બે જણાયે મીઠાઇ આપવા માંડી અને આ મુસાફર પૈસા આપે. છેવટે એણે બંનેનો એક એક હાથ ચાલાકીથી જાળીની બહાર લઇ બાંધી દીધો અને પછી તેમને સળીયા સાથે સખત બાંધ્યા, અને જણાવ્યું કે હું બારવટીઓ છું, એમ કહી તે ચાલી નિકળ્યો. બીજે દિવસે સવારે બધા લોકોએ આ બે મીઠાઇવાળાનું ફારસ જોયું અને તેમની બહુ ફજેતી થઈ.

ત્રીજે દિવસે તો રાજાએ પોતેજ બારવટીયાને પકડવા જવાનો નિશ્ચય કર્યો. લોકો તો બધાં રાત પડતાં ઘરમાંજ ભરાઈ ગયાં. વિક્રમરાજા ગામબહાર હરસિદ્ધ માતાની પૂજા કરવા અને તેમનો આશીર્વાદ લેવા એકલાજ ગયા. વિક્રમચરિત્ર આજે બહુ જ સાવધાન હતો; એને રાજાનો ડર હતો, અને તે શું કરતો હતો તેની પૂરી તપાસ રાખતો હતો. જ્યારે તેણે જોયુ કે રાજા એકલા જાય છે, ત્યારે તે છુપાતો છુપાતો તેમની પાછળ ચાલ્યો. રાજા હરસિદ્ધ માતાના મંદિરમાં ગયા, અને ત્યાં જઇ તેમણે સમાધિ ચઢાવી. આ લાગ જોઇને વિક્રમચરિત્રે મંદિરનાં બારણાં બંધ કરી દીધાં, અને બહાર છુપાઇ રહ્યો. રાજાની સમાધિ પુરી થઇ, એટલે બારણું ઉઘાડવા આવ્યા, પણ બંધ જોઇ બૂમો પાડવા માંડી. એટલે વિક્રમચરિત્રે કહ્યું કે રાજાજી આજે તો આપ ચોર થઇને પુરાયા છો. હવે મને જ્યારે પકડશો ત્યારે ખરા. એમ કહી એ ચાલ્યો ગયો. અને દરવાનને જઇને કહ્યું કે રાજાજીએ મને મોકલ્યો છે અને કહ્યું છે કે બારવટીયાને હરસિદ્ધ માતાના મંદિરમાં પકડીને કેદ કર્યો

છે. માટે પ્રધાનજીને લશ્કર લઇને ત્યાં મોકલો. પ્રધાનજી લશ્કર લઇને ગયા. સાથે ગામ લોક પણ બહુ ગયાં, અને વિક્રમરાયની જે બોલાવી. પરંતુ ત્યાં તો રાજાનેજ પુરાયલા જોઇને બધા ખસીયાણા પડયા.

પણ રાજાજીએ હવે બીજે દિવસે તો તેને પકડવાનો પાકો નિશ્ચય કર્યો. આજે પેલો બારવટીયો પોતે ગામ બહાર નદી કીનારે બેઠો હતો. આજે શી યુક્તિ કરવી તેના વિચારમાં તે હતો. એટલામાં તેણે દૂરથી ઘોડાના પગલા સાંભળ્યા. એણે ધાર્યું કે રાજાજી આ તરફજ આવતા લાગે છે. આસપાસ નજર નાંખતાં એણે એક સફેદ ધોળેલો ઘડો જોયો. તે લઇને તેણે નદીમાં વહેતો મૂકયો, અને પછી પોતાનાં કપડાં કાઢી ભીનાં કરીને મૂકયાં. અને મોટી બૂમ પાડી કે કોઇ આવો-મદદ કરો. આ સાંભળીને વિક્રમરાજા, જેઓ પોતેજ પેલા ઘોડા ઉપર હતા, તે ત્યાં આવ્યા. પેલાએ કહ્યું કે મહારાજ, હું તો ધોબી છું. મારાં કીમતી લૂગડાં લઇને પેલો બારવટીયો નાઠો છે. મેં બૂમ પાડી એટલે તે પાણીમાં પડયો અને સામે તીરે જાય છે, એમ કહીને એણે પેલો સફેદ ઘડો રાજાને બતાવ્યો. રાજા પણ વિચાર કર્યા વિના બારવટીયાને પકડવાની લાલચે ઘોડેથી ઉતરી નદીમાં પડયા. એટલે બિક્રમચરિત્ર રાજાના ઘોડા ઉપર ચઢી બેઠો, અને પૂરપાટ ઘોડો દોડાવી મૂકયો. રાજાએ તરતજ ઘડો જોયો એટલે પોતે ફસ્યો એમ જાણી લીધું. બારવટીયાએ જઇને પહેરેગીરને ખબર આપી કે રાજાએ નદી કીનારે ચોર ઝાલ્યો છે, અને એમનો ઘોડો આપી મને કહેવા મોકલ્યો છે. આ

સાંભળી વળી પાછા ગામ લોક અને લશ્કર નદી કીનારે ગયાં, અને પહેલાંનીજ પેઠે બની–ખસીયાણા પડી–બધાં પાછાં ફર્યાં.

હવે તો રાજા બારવટીયાની ચતુરાઇ જોઇ આનંદ પામ્યા. તેથી બીજે દિવસે રાજાએ જાહેરનામું બહાર પાડયું. તેમાં તે બારવટીયાને અભય વચન આપ્યું કે તને કાંઈ પણ સજા કરવામાં આવશે નહિં. તું ચોર નથી પણ ચતુર નર છું. માટે તું દરબારમાં આવ અને તારે જે જોઈતું હોય તે કહી દે. આ સાંભળી વિક્રમચરિત્રે સુંદર કપડાં પહેર્યાં, અને પૂરા ઠાઠથી દરબારમાં ગયો. જઇને તેણે રાજાને નમન કર્યું. અને જણાવ્યું કે હું જ આપનો બારવટીયો છું, એમ કહી તેણે પેલો કાગળ રાજાજીના હાથમાં મૂકયો. રાજા આ માણસનું રૂપ જોઈને આનંદ પામ્યા હતા, તેના પરાક્રમથી અંજાયા હતા, અને તેમાં પોતાના હાથનો આ કાગળ જોયો. બહુ જુની વાત તાજી થઈ અને વિક્રમચરિત્રને નિરખીને જોયો. પછી તેને પાસે બોલાવીને બધી હકીકત પૂછી. એટલે તેમની ખાત્રી થઇ કે આ પુત્ર મારોજ છે. પોતાનો પુત્ર આવો ચતુર થયો છે એમ જાણી તેમને આનંદ થયો. અને પછી તેમણે બધે જાહેર કર્યું કે આ મારો પુત્ર છે. આથી ગામમાં બધે આનંદ આનંદ થઇ રહ્યો.

આ સમયે એક દુઃખી માણસ દરબાર પાસે ઊભો હતો. રાજાએ તેને જોયો અને બધા આનંદમાં હતા, તે સમયે તેને શોક શેનો હતો તે પૂછ્યું. બહુ આનાકાની પછી તેણે પોતાની વાત કહી. તે બોલ્યોઃ હું પ્રલવપુરીનો

શેઠ છું. મારે ઘેર બહુ ધન છે, પણ મને છોકરો નહોતો. પુત્ર મેળવવા માટે મેં બહુ દાન કર્યાં. અંતે એક સાધુએ કહ્યું કે જો તું ગામમાં તળાવ ખોદાવે તો તને પુત્ર થાય. આ ઉપરથી મેં મોટું તળાવ ખોદાવ્યું અને તેમાં ઘણું જળ ભરાયું. બીજે વર્ષે મારે ઘેર છોકરો આવ્યો. પણ છોકરાનો જન્મ થતાંજ તમામ જળ સુકાઇ ગયું. તેથી ગામ લોકો છોકરાને બહુ શ્રાપ દે છે, અને પાણીનું દુઃખ જોઇને મને બહુ લાગી આવે છે. મેં સિદ્ધ લોકોને પૂછ્યું ત્યારે તેઓ કહે છે કે જો કોઇ બત્રીસલક્ષણા પુરૂષનો ભોગ તળાવમાં અપાય તો ફરી પાણી આવે. એ જાણીને મને બહુ દુઃખ થયું છે અને તેથી હું ગામ અને ઘર તજીને ફરતો ફરૂં છું.

આ વાત વિક્રમ અને વિક્રમચરિત્ર બંનેએ સાંભળી અને વિક્રમચરિત્ર બોલ્યો કે, જો મારો ભોગ આપવાથી કામ સરતું હોય તો હું તૈયાર છું. આ સાંભળી વિક્રમરાજાએ તેને બહુજ ધન્યવાદ આપ્યો. અને બીજે જ દિવસે બાપ દીકરો પેલા માણસની સાથે પ્રલવપુરી ગયા. વિક્રમચરિત્રનો વધ કરવાનું કામ વિક્રમરાજાનેજ માથે આવ્યું અને તેમણે તે આનંદથી કરવા માંડયું. પરંતુ તરવાર ઉપાડતાંજ તળાવમાંથી દેવી પ્રકટ થયાં અને બોલ્યાં, કે ફક્ત લોહીનું એકજ ટીપું નાખવાથી તમારૂં કામ સરશે. ટીપું લોહી નાખતાંજ સરોવર ભરાવા માંડયું. દેવીએ કહ્યું કે હું શીતળામાતા છું અને તમારો ત્યાગ જોઇને તમારા ઉપર પસંદ થઈ છું. આજે શ્રાવણ વદ સાતમ છે. તે દિવસે જે કોઈ

મારી પૂજા કરશે તેને બહુ સુખ મળશે અને તમે પણ સુખી થશો. આ પછી રાજા અને કુંવર ઉજ્જન ગયા, અને કુંવર પોતાની માને તેડી લાવ્યો અને બધાએ બહુ સુખ ભોગવ્યું.

આ વાત કહીને એ પુતળી બોલી કે, આવાં પરમાર્થનાં જે કામ કરે તેજ આ સિંહાસન ઉપર બેસી શકે. આટલું કહીને તે પુતળી ઉડી ગઈ.



વાર્તા ૧૩ મી.

# સમુદ્રની વાર્તા.

પુતળીઃ માદલાજી.

વાર્તા ૧૩ મી.

# સમુદ્રની વાર્તા.*

એકવાર વિક્રમરાજા સભા ભરીને બેઠા હતા. સભામાં મોટા પંડિતો હતા, શાસ્ત્રીયો હતા, કવિયો હતા અને જ્ઞાનીઓ પણ હતા. વિક્રમરાજાએ તેમને સવાલ પૂછયો:

પંડિતને પૂછે છે રાય, કહો ભાઈ જશ શાથી થાય?
જેથી પામીયે સઘળું સુખ, ટાળીયે મહા દુખીયાનાં દુઃખ.
આ લોકમાં પહોંચે મન આશ, પરલોકમાં જમ નાવે પાસ;
સકળ લોક તે કેમ વશ થાય, તેહ તણો તો શો ઉપાય.

પંડિતોએ ચર્ચા કરીને જવાબ દીધો કે આ સર્વ લક્ષ્મીથી બનશે. વિક્રમરાજા ત્યારે બોલ્યા, કે એ લક્ષ્મી શી રીતે લાવવી? મને રસ્તો બતાવો તો હું એટલું બધું ધન મેળવું કે કોઈ માણસ દુઃખી રહે નહિ. એ ધનથી હું બહુ બહુ પરોપકારનાં કામ કરૂં. આ સાંભળી પંડિતો બોલ્યા કે નશીબ વિના કાંઈ ધન મળતું નથી. છતાંયે જો તમે વિષ્ણુયજ્ઞ કરો, અને તે પૂરો થાય ત્યારે સાગર દાન કરો, તો તમને બહુજ પૈસો મળે.

---

નોંધ:—આ વાર્તાને કોઇક પ્રતમાં "સાગરની વાર્તા" પણ કહેલી છે.

રાજાએ પૂછયું કે સાગર દાન એટલે શું? રૂષિએ જવાબ આપ્યો, કે યજ્ઞ પૂરો થાય, ત્યારે રાજા અને રાણી ફક્ત લૂગડાંભેર જ ઘરની બહાર નિકળે, અને પોતાની બધીજ પૂંજી સાગરને તથા બીજાને દાનમાં આપી દે, તેનું નામ સાગરદાન. આ સાંભળી રાજાએ કહ્યું, કે હું તે પ્રમાણે જરૂર કરીશ પછી તેમણે વડા રૂષિને યજ્ઞ શરૂ કરવા વિનંતિ કરી, તથા એક પવિત્ર બ્રાહ્મણને સાગર તીરે, સાગરને નોતરૂં આપવા મોકલ્યો. રાજાએ યજ્ઞની શરૂઆત કરી દીધી. બહુજ વિધિથી યજ્ઞ પૂરો પણ થયો. પછી પોતે, રાણી તથા રાજપુત્ર ઘરની બહાર નિકળ્યાં અને બધું ધન દાનમાં આપી દીધું. આ બધી ધામધુમમાં સાગરની વાત બધા ભૂલી ગયા. પેલો બ્રાહ્મણ નોતરૂં આપવા ગયો હતો તેણે સાગરને તીરે જઇને, તેની બહુ સ્તુતિ કરી, એટલે સાગર માણસનું રૂપ લઇને બહાર આવ્યો. તેને તે બ્રાહ્મણે વિક્રમરાજા તરફથી નોતરૂં દીધું, ત્યારે સાગરે કહ્યું, કે અમે વિક્રમરાજાનાં બહુ વખાણ સાંભળ્યાં છે, અને દરિયામાં રહેનારાં બધાંજ પ્રાણી તેમને જોવા માગે છે. માટે હું એકલો ત્યાં આવીને શું કરૂં? વિક્રમરાજાને તમે અહિં મોકલો, એટલે તેમને જોવાનો લાભ અમને બધાંને મળે.

**ઇશ્વરને વહાલું નહિ, વિદ્યા વાત કે રૂપ;**
**નહિ ડહાપણ, નહિ ચાતુરી, નહિ ભિક્ષુક, નહિ ભૂપ.**
**અતિ વહાલો પરમારથી, બીજો એક દાતાર;**
**ત્રીજો ભક્ત વહાલો ઘણો, જાણો તમે આ વાર.**
**સાચો વહાલો સર્વથી, જેનું કોમળ મન;**
**માટે દર્શન ઇચ્છીયે, એવો છે રાજન.**

માટે વિક્રમરાજાને તમે અહિં મોકલી આપો! વિક્રમરાજાનાં આવાં વખાણ સાંભળી પેલા બ્રાહ્મણભાઈને માન ચઢયું. તેણે કહ્યું, કે વિક્રમરાજા કાંઈ નવરા નથી. એમને તો કેટલુંએ કામ છે, માટે તમે મારી સાથે જલદી ચાલો. આ સાંભળી સાગરે કહ્યું કે, મોટો મોટો તોએ માનવી. આટલો અહંકાર ના કરવો ઘટે. જાઓ હું તમારી સાથે આવવાનો નથી, અને મારા આવ્યા વગર યજ્ઞનું ફળ પણ તેને મળવાનું નથી, એમ કહી સાગરદેવ જતા રહ્યા. બ્રાહ્મણ નિરાશ થઈ ગયો. તેને બહુજ ગુસ્સો ચઢયો, અને તે સીધો ઉજ્જૈન જવાને બદલે આમતેમ રખડયો. ઘણે દિવસે તે ઉજ્જન ગયો ત્યારે તો યજ્ઞ પૂરો થઈ ગયો હતો. તેણે વિક્રમરાજાની પાસે જઈને કહ્યું કે સાગર તો બહુજ અભિમાની છે, અને એણે આવવાની ના કહી. તથા તમારે માટે બહુજ અપમાનના બોલ કહ્યા. આ સાંભળી વિક્રમરાજાને બહુ ખોટું લાગ્યું. તેમણે કહ્યું કે મુનિ લોકોની મદદથી હું સાગરનું અભિમાન ઉતારીશ. એમ કહી તે પોતે સાગર તીરે ગયા, અને બૂમ પાડીને કહ્યું કે, પેલા બીચારા ગરીબ બ્રાહ્મણનું તમે અપમાન કર્યું છે. જો તમારામાં દમ હોય તો મારી સામે આવી જાવ. આ સાંભળીને સાગર બહાર આવ્યો. બંને જણા સામસામે ઉભા રહ્યા. પછી વિક્રમરાજા બોલ્યા કે મેં મોટો યજ્ઞ માંડયો, અને તમને બોલાવવા મોકલ્યું, તોપણ તમે કેમ આવ્યા નહિ? સાગરે જવાબ આપ્યો કે, તું ગમે તેવો મોટો છે તોપણ માનવી છે. હું તો સાગર કહેવાઉં. મારી અંદર અડસઠે તીર્થ

છે. હું નદીઓનો ધણી છું, માટે હું તારે ઘેર કેમ આવું ! હું કોઈની આશા કરતો નથી. સૌએ મારી પાસે આવે છે.

આવા અભિમાનના બોલ સાંભળીને વિક્રમરાજાને બહુ ખોટું લાગ્યું. તેમણે કહ્યું: ભાઈ તમારી બડાસ રહેવા દો. મોટા માણસો હોય તે કદી અહંકાર કરતા નથી. તમારાં બધાં રત્નો મહાલક્ષ્મીએ લઈ લીધાં હતાં. તથા અગસ્ત્યમુનિ તમને પી ગયા હતા, તે વખતે તમારૂં જોર કયાં ગયું હતું ?

આ સાંભળીને સાગર બહુ કોપ્યો, અને બોલ્યો, તું સતવાદી છું માટે જીવતો રહેવા દઉં છું; પણ તને હું સજા તો કરીશ જ, એમ કહી તે પાણીમાં ચાલી ગયો. પછી તરતજ મોટાં મોટાં મોજાં ઉછળવા લાગ્યાં અને વિક્રમ-રાજાની ચારે તરફ જળ પથરાઈ ગયું. પછી સડસડાટ મોજાં વાગવા લાગ્યાં. પાણીમાંના મચ્છ અને કચ્છ પણ વિક્રમરાજાને સડોસડ લગાવવા મંડયા. રાજાને બહુ વાગ્યું અને દુઃખ થવા લાગ્યું. એટલે તેમણે હરસિદ્ધમાતાના સ્તુતિ કરી. માતાજીની એમને મદદ હતી. એટલે તરતજ માતાજીએ અગ્નિ તથા વાયુને હુકમ કર્યો કે સાગરને કબજે કરો. એટલે એકદમ ખુબ પવન નિકળ્યો અને બધાં મોજાં ભાગી નાંખ્યાં. પછી પાણીમાં દવ લાગ્યો. મચ્છ અને કચ્છ બધાં ચાલી ગયાં, અને પાણીનું જોર પણ નરમ પડયું અને વિક્રમરાજા પાણીની બહાર આવ્યા.

હજી પણ આગ તથા પવનનો માર તો ચાલુજ રહ્યો એટલે સાગરે અગ્નિ તથા વાયુને પુછયું કે તમે મને શા

માટે હેરાન કરો છો? ત્યારે તે બોલ્યા કે અમે માતાજીનો હુકમ પાળીએ છીયે. રાજા વિક્રમ માતાજીના પરમ ભક્ત છે, અને જ્યાં સુધી તું તેમની ક્ષમા નહિ માંગે ત્યાં સુધી તને આરામ નહિ મળે. આ સાંભળી સાગર તરતજ વિક્રમરાજા પાસે ગયો, અને માફી માંગી. પછી વિક્રમરાજાએ કહ્યું કે તમે તો દેવ છો. મારે ઘેર ચાલો, અને મારા યજ્ઞનું ફળ મને આપો. ત્યારે સાગરે કહ્યું, કે ભાઇ જો હું તમારે ઘેર આવું તો મારા અસંખ્ય આશ્રિત જીવો છે તે મરી જાય, અને વળી રસ્તામાં ગામો ડુબી જાય. તેના કરતાં તમને હું અહિંથીજ ફળ આપી દઉં છું. હું તમને પાંચ રત્ન આપું છું. પહેલું રત્ન હાથમાં રાખીને જેટલા પૈસાની તમે માંગણી કરશો તેટલા મળ્યા જ કરશે. બીજું રત્ન તમને જોઇયે તેટલું લશ્કર અપાવશે. ત્રીજું રત્ન તમને લુગડાં અને ઘરેણાં જોઇયે તેટલાં આપશે. ચોથું તમને જોઈયે તેટલું ખાવાનું મેવા મીઠાઈ વગેરે આપશે. પાંચમું તમને મોક્ષ અપાવશે. માટે એ પાંચ રત્નો લઇને તમે જાવ. આ ઉપરથી વિક્રમરાજા આ પાંચ રત્નો લઇને ઘેર આવ્યા.

જે બ્રાહ્મણ સાગરને નોતરવા ગયો હતો તે તેમને ત્યાં મળ્યો. તેણે કહ્યું કે આપ સાગરનો મદ ઉતારીને આવ્યા તેથી મને બહુજ આનંદ થયો છે; પરંતુ મને તો યજ્ઞના દાનદક્ષણા મળ્યા નહિ. કારણ કે હું તો સાગરને બોલાવવા ગયો હતો. માટે હવે મારા ઉપર મહેરબાની કરો. આ ઉપરથી વિક્રમરાજાએ કહ્યું કે, મને સાગરે આ પાંચ રત્ન આપ્યાં છે તેમાંથી તમે એક લઈ લ્યો. ત્યારે તે બ્રાહ્મણે

દરેકના ગુણ પુછયા. પછી કહ્યું કે હું મારા ઘરના માણસને પુછીને કહું કે, બધાંને કયું રત્ન ગમશે.

તે પોતાના ઘેર પુછવા ગયા. તેના ઘરમાં પાંચ જણ હતાં. પોતે, બૈરી, છોકરો, મા, અને બાપ. પાંચે જણના મત જુદા થયા. મા કહે કે ખાવાનું જોઇયે. છોકરો કહે કે લશ્કર જોઇયે. બૈરી કહે કે લૂગડાં જોઇયે. પોતાને ધન જોઇતું હતું. પણ તેના બાપને મોક્ષ જોઇતો હતો. આમાં કરવું શું, તેની સમજણ પડી નહિ. અને બધાંયે અંદર અંદર લઢવા માંડયું. તે બ્રાહ્મણ તો ગુસ્સે થઈ રાજાને ઘેર ગયો અને બોલ્યો કે તમારે પાપે મારે ઘેર તકરાર થઈ. રાજાએ પછી બધી હકીકત જાણીને કહ્યું કે એમાં ગભરાવ છો શું કામ? તમે આ પાંચે રત્ન લઇને બધાને સંતોષો. આ સાંભળી બ્રાહ્મણ વાહવાહ કરતો ઘેર ગયો. આવા પરોપકારી રાજા વિક્રમ હતા.



વાર્તા ૧૮ મી.

# નૌકાની વાર્તા.

પુતળીઃ સુભદ્રા.

## વાર્તા ૧૮ મી.

# નોકાની વાર્તા.

સુભદ્રા નામની પુતળી વિક્રમરાજાના પરાક્રમની આ વાત કહે છે, તે રાજા ભોજ સાંભળે છે.

એકવાર વિક્રમરાજા દરબારમાં બેઠા હતા. ત્યાં તેમનો પ્રધાન આવ્યો. તેણે હાથ જોડીને રાજાજીને કહ્યું: " મહારાજ, મારે જાત્રા કરવાનું બહુ મન છે. માટે આપ રજા આપો તો હું રામેશ્વરની જાત્રાએ જઉં. "

પ્રધાન તો પોતે પગે ચાલતો ગયો. રસ્તામાં જુદા જુદા મંદિરોમાં દર્શન કરે અને આગળ વધે. એમ કરતાં કરતાં તે રામેશ્વર પહોંચ્યો. ત્યાં રામચંદ્રજીના વાનરલશ્કરે બાંધેલો પુલ જોયો. લક્ષ્મણજી તથા સીતાજીનાં ધામ જોયાં, તેથી તેને બહુજ આનંદ થયો. તેણે વિચાર કર્યો કે આપણે તો છ મહિના અહિં રહીને માઘવટો નાહીશું. એમ વિચારીને એ તો ત્યાંજ રહી પડયો.

ઉજ્જનમાં તો વિક્રમરાજાનું કામકાજ ચાલ્યાં કરે છે,

ઉપરની વાતને છ મહિના થઇ ગયા હતા, તેવામાં એક રાત્રે વિક્રમરાજા નગરચર્ચા જોવા નિકળ્યા. ફરતાં ફરતાં એક મકાન પાસે તેમણે કોઇ સ્ત્રીના રડવાનો અવાજ સાંભળ્યો. બારણે ઉભા રહીને જોતાં એમ જણાયું, કે એક સ્ત્રી આપઘાત કરવાની તૈયારી કરે છે. આમ જોઇને રાજા તો એકદમ તે ઘરમાં દાખલ થયા, અને પૂછયું: " બેન મધરાતે આમ એકલાં શા માટે રડો છો? અને જુવાનીમાં આમ મરણની તૈયારી શા માટે કરો છો? તમારૂં જે દુઃખ હોય તે મને કહો. હું તમને બનતી મદદ કરીશ." તે બાઇ પહેલાં તો અજાણ્યા માણસને આમ એકદમ આવેલો જોઇને ગભરાઇ. પણ પછી તેણે વિક્રમરાજાને ઓળખ્યા એટલે હાથ જોડીને બોલી, "મહારાજ, હું તો દુઃખી છું પણ મારે માટે આપ શું કરવા દુઃખી થાવ છો? હું મારૂં કરમે લાગ્યું ફોડી લઇશ." પરંતુ વિક્રમરાજાના બહુ આગ્રહથી તેણે કહ્યું કેઃ "આપના જે પ્રધાન જાત્રાએ ગયા છે, તે મારા પતિ થાય. આજે છ મહિના થઇ ગયા તો પણ તે પાછા આવ્યા નથી, અથવા તો કાંઇ સમાચાર પણ તેમણે મોકલ્યા નથી, એટલે મને બહુ ચિંતા થાય છે. મને તેમના વિશે કાંઇ દુઃખભર્યા સમાચાર મળે તેના કરતાં તો હું મરી જાઉં તે સારૂં છે. માટે આપ મારો વિચાર કરશો નહિ. મને મારા દુઃખી જીવનનો અંત લાવવા દો."

ત્યારે વિક્રમરાજાએ કહ્યું, "બેન, મનુષ્યની જીંદગી બહુજ કીમતી છે. આપણને ઇશ્વરે તે આપી છે, એટલે કોઇની કે આપણી જીંદગી ટુંકાવવાનો અધિકાર આપણો

નથી. વળી તમે ધીરજ રાખો. હું રામેશ્વર જઈને તમારા પતિની ખબર કાઢી લાવું છું."

આમ તે બાઈને ધીરજ આપીને રાજા ગયા. બીજે દિવસે રાજકાજ વજીરને સોંપીને વિક્રમરાજા જાત્રાએ ગયા. ત્યાં પ્રથમ તો બધે દર્શન કર્યાં. પછી પોતાના પ્રધાનની તપાસ કરી. પણ તેનો કાંઈયે પત્તો મળ્યો નહિ. એટલે રાજાને ચિંતા થવા લાગી. તપાસ કરતા કરતા તેઓ સીતાવનમાં ગયા. ત્યાં એક રંક અને માંદલો માણસ પડયો હતો. શરીર ઉપરનાં લુગડાં બધાં ફાટી ગયાં હતાં, અને માંદગીને લીધે પૂરૂં જોઇ કે સાંભળી શકતો પણ નહોતો. તેને જોઇને રાજાને બહુ દયા આવી. તેમણે તેની માવજત કરી. લુગડાં બદલાવ્યાં અને દૂધ પાયું. એટલે તે માંદો માણસ ભાનમાં આવ્યો. પછી રાજાએ પૂછયું કે: "ભાઈ તમે કોણ છો, અને આ હાલમાં શાથી આવ્યા છો, તે મને કહો." આ સાંભળીને પેલો માણસ બોલ્યો, "હું કમનસીબ છું, અને મારે કર્મે અહિં આવ્યો છું. મારૂં દુઃખ દૂર થશે નહિ, માટે તમે નકામા દુઃખી થશો નહિ."

પરંતુ વિક્રમરાજાના બહુ આગ્રહથી તેણે પોતાની વાત કરી કે, "હું ઉજ્જનનો રહેવાશી છું અને વિક્રમરાજાનો પ્રધાન હતો. ત્યાંથી જાત્રા કરવા માટે અહિં આવ્યો. મને આ જગા બહુજ ગમવાથી માધવટ્રો નહાવા માટે અહિં રહ્યો. એક વાર મધરાતે મેં કૌતક જોયું. દરિયામાં એક મોટું વહાણ આવ્યું. પહેલાં તો મને એમજ લાગ્યું કે કોઈ મોટો બેટ દેખાય છે, પણ તે તો અતિ મોટું વહાણ

હતું. તદ્દન સોનાનું બનાવેલું હતું, અને બહુજ મોટું હતું. તે વહાણમાં વચ્ચે બહુજ સુંદર ઝાડ દેખાતું હતું, તે તેજ મારતું હતું અને તેના અજવાળાથી ચારે તરફ ઝગઝગાટ થઇ જતો હતો. તે વહાણમાંથી બે અતિ રૂપવાન કન્યાઓ કીનારે ઉતરીને આ વનમાં તેઓ ખૂબ ફરી અને પછી પાછી જતી રહી. તે દિવસ પછી ફરી આ વહાણ મેં જોયું નથી. તે વહાણ, તે ઝાડ, અને તે બે કન્યાઓનાં હું જો એકજ વાર દર્શન કરી શકું તો જ મારૂં દુઃખ જાય."

વિક્રમરાજાએ હવે પોતાના પ્રધાનને ઓળખ્યો. તેની આવી દશા જોઇને તે બહુજ દિલગીર થયા. પછી તેમણે પોતાની ઓળખાણ આપી, એટલે પ્રધાનને પણ બહુ જ આનંદ થયો. તેમણે પ્રધાનને બહુ ધીરજ આપ્યા પછી તેની રજા લઇને, તેનું કામ કરવા નિકળ્યા. રાત્રે દરિયા કીનારે તે બેશી રહ્યા. બરોબર મધરાતે પેલું સોનાનું વહાણ દેખાયું. એના તેજથી આસપાસનો દરિયો ઝગઝગાટ થઇ ગયો. તે વહાણની વચમાં પેલું સુંદર ઝાડ પણ દેખાતું હતું. થોડીવારે બે સુંદરીઓ વહાણમાંથી ઉતરીને કીનારે આવી. બાગમાં ફરી ફુલ વીણ્યાં, અને રમત કરતી કરતી પાછી વહાણમાં બેસી ગઈ. તેમને જોઇને વિક્રમરાજાએ વિચાર્યું કે બિચારો પ્રધાન આ દેખાવ પાછળ આટલો ગાંડો બન્યો છે, તેમાં કાંઇ નવાઇ નથી. તેમણે અદશ્ય વિદ્યાથી પોતાનું શરીર કોઈથી દેખાય નહિ તેવું કરી નાંખ્યું, અને પેલી સ્ત્રીઓની સાથે તે પણ વહાણ ઉપર ચડી ગયા. તે વહાણ ત્યાંથી ચાલતું ચાલતું એક મોટા

ખડક આગળ ઉભું રહ્યું. ત્યાં પેલી કન્યાઓ ઉતરી. વિક્રમ-રાજા પણ ઉતર્યો. તેઓ સૌ એક ગુફામાં દાખલ થયાં. અંદર જઇને વિક્રમરાજાએ જોયું તો મોટો મહેલ નજરે પડયો. તે બહુજ સુંદર હતો. સૌ તેમાં ગયાં. પેલી બેઉ કન્યાઓ એક સુંદર ખંડમાં જઇને બે પલંગ પર સુઈ ગઈ. હવે વિક્રમ રાજાએ પોતાનું ખરૂં સ્વરૂપ ધારણ કર્યું. પેલી કન્યાઓ તેમને જોઇ એકદમ તો બ્હીની. પણ તેમનું મોં જોતાં લાગ્યું કે આ કોઇ ખાનદાન માણસ છે. એટલે કહ્યું, કે "તમે અહિં કેમ અને કેવી રીતે આવ્યા? વહાણું વાતા મારા પિતા આવશે, અને તમને જોશે તો મારી નાખશે. માટે અહિંથી જલદી તમે ચાલ્યા જાવ." રાજાએ કહ્યું, "તમે મારી ચિંતા કરશો નહિ, પરંતુ મને તમારી હકીકત કહો. મને તો લાગે છે કે તમે કાંઈ અહિં સુખમાં નથી. માટે તમારે જે મદદ જોઇતી હશે તે હું આપીશ." આ સાંભળી તે કન્યા બોલી, કે "અમે રામવતી નગરીનાં છીયે, અને રાજા તથા પ્રધાનની દીકરીઓ છીયે. એકવાર એક મોટું સૈન્ય અમારા નગરમાં આવ્યું અને લોકોએ નાસાનાસ કરી મૂકી. અમે પણ નાઠાં, પણ બધાંથી જુદાં પડી જઈ એક ઘાડ જંગલમાં ભૂલાં પડયાં. ત્યાં ભુખ અને થાકથી અમે પડી ગયાં. તે વખતે એક રાક્ષસનો છોકરો ત્યાં આવ્યો. એણે અમારી આસનાવાસના કરી અને અમને અહિં લઈ આવ્યો. તે અમને બહુજ સુખમાં રાખે છે, અને પોતાની છોકરીઓ પ્રમાણે પાળે છે. અમને બીજું તો કાંઇજ દુઃખ નથી, પણ અમારાં સગાંવહાલાંની ચિંતા થાય છે, અને તેમને

મળવાનું મન થાય છે પરંતુ આવા ભલા રાક્ષસને અમારાથી કેમ કહેવાય કે અમારે જવું છે. આ અમારી વાત છે. પણ હવે તમે કોણ છો, તે અમને કહો."

વિક્રમરાજાએ પોતાની બધી હકીકત કહી, અને પોતે શા કામે આવ્યા છે તે પણ જણાવ્યું. અને બોલ્યા કે, "આ વહાણ અને આ ઝાડ લઈ જવા હું આવ્યો છું." આ સાંભળી પેલી કન્યા બોલી કેઃ "એ વિચાર તો તમે કાઢીજ નાંખજો. એ ભયંકર રાક્ષસને તમે જોયો નથી ત્યાં સુધીજ તમે નિરાંતમાં છો. વાસ્તે અહિંથી જતા રહો." વિક્રમરાજા બોલ્યાઃ "મને હરસિદ્ધ માતાની મદદ છે, એટલે હું કોઇથી ડરતોજ નથી. પણ આ વહાણ તથા ઝાડની હકીકત તમે મને કહો, તથા આ રાક્ષસનું મોત શી રીતે થાય, તે જાણતા હો તો મને કહો." આ સાંભળી તે કન્યા બોલીઃ

લુણ ખાઇયે છીયે અમો, તેનું મોત પુછો છો તમો;
લુણહરામનું મોટું પાપ, ઈષ્ટદેવ દે અમને શ્રાપ.
શી તે ભેટ અમ આગળ ધરો, શું અમને તમે નહાલજ કરો;
એક વાતનું અમને કાજ, તે કહેતાં આવે લાજ.
લાજે કામ વણસે છે રાય, માગ્યા વિણ નવ પીરસે માય.

માટે શરમ મુકીને અમે કહીયે છીયે કે જો અમારી સાથે લગ્ન કરવાનું કબુલ કરો તો તમને બધી વાત કહીયે." વિક્રમરાજાએ કહ્યું, કે "તમે મારા ઉપર ભરોસો રાખો, અને બધી વાત કહો. તમારા લાભનું જે હશે તેજ હું કરીશ." આ સાંભળી તે કન્યાઓને વિશ્વાસ આવ્યો, અને બધી વાત કહેવા માંડીઃ

"રાવણને હરાવીને પાછા જતી વખતે લક્ષ્મણજીએ

રામેશ્વર પાસે લક્ષ્મણપૂર ગામ વસાવ્યું, અને લોકોના રક્ષણ માટે એક ચક્ર મુકયું. જો કોઇ લોકોને છળ દેવા જાય તો તે ચક્ર તેને બાળા મૂકે. એકવાર એક રાક્ષસની નજર આ શહેર ઉપર બગડી. તેથી તે મોટું લશ્કર લઈ ત્યાં ગયો. પણ પેલા ચક્રે બધાને બાળી ભસ્મ કર્યા. તેથી તેના ભાઇયે આનું વેર લેવાનો નિશ્ચય કર્યો. તે નાનો ભાઇ તે અમારો રાક્ષસ પિતા. તેણે વિચાર્યું કે ખાલી બળથી આ કામ થાય તેમ નથી. તે માટે તો શિવજીનું તપ કરીને વરદાન મેળવવું જોઇયે. એમ વિચારી તેણે તપ શરૂ કર્યું. પણ શિવજી તેનો ઇરાદો જાણી ગયા હતા એટલે પ્રસન્ન થયા જ નહિ. અંતે રાક્ષસે થાકીને પાર્વતીજીની પૂજા શરૂ કરી. છેવટે તે પ્રસન્ન થયાં એટલે કહ્યું, કે શિવજીને પ્રસન્ન કરવાની રીત બતાવો, ત્યારે પાર્વતીજીએ કહ્યું, કે એક ઘોર વનમાં ચંદનનું ઝાડ છે. તે એવું તો સરસ છે કે સેંકડો જોજન સુધી તેની સુવાસ આવે છે; પણ તે સુવાસને લીધે તે આખા ઝાડ ઉપર નાગ વીંટળાઈ રહે છે; તે જંગલમાંના બધા નાગ બહુજ ઝેરી હોય છે; અને તેમના ફુંફવાડાથી જ પ્રાણ નિકળી જાય છે. એ ચંદનના ઝાડમાંથી જો જરાપણ ચંદન લાવે ને શિવજીના માથા ઉપર ચઢાવે તો તું માગે તે શિવજી આપે. પછી રાક્ષસની પ્રાર્થનાથી ભોળવાઇને પાર્વતીજીએ તેને નાગજીત મંત્ર આપ્યો. એટલે આ રાક્ષસ મલયાચળ પર્વત ઉપરના પેલા જંગલમાંથી બાવનચંદન લઇ આવ્યો. તેણે તે શિવજીના માથા ઉપર ચઢાવ્યું એટલે તે

પ્રસન્ન થયા, અને વરદાન આપ્યું, કે તને રામનું બાણ કે લક્ષ્મણનું ચક્ર છેદશે નહિ. તું અજીત થઇશ, અને જ્યાં સુધી કોઇ બીજો ભક્ત આવું ચંદન લાવીને તારૂં મોત માંગશે નહિ ત્યાં સુધી તું મરીશ નહિ.

આ વરદાન લઇને તે રાક્ષસ લક્ષ્મણપૂર ગયો, અને ત્યાંનાં બધાં લોકોને બહુજ પજવીને લુંટવા મંડયો. ત્યાંના રાજાના મહેલમાં જઇને રહ્યો, એટલે બધા લોકોએ લક્ષ્મણજીની સ્તુતિ કરી. લક્ષ્મણજીએ કહ્યું કે, એને શિવજીનું વરદાન છે એટલે હું કાંઇ કરી શકીશ નહિ. પણ જુવો હું તમને તેનાથી પણ એક સુંદર ચીજ આપું. એમ કહી તેમણે આ સુવર્ણનું વહાણ બનાવ્યું, અને તેમાં આખા શહેરનો વાસ થાય તેવી ગોઠવણ કરી. તેમાં બહુજ શોભા અને સગવડ કરી, લોકોને ખુશ કર્યા. અને કહ્યું, કે તમે આ વહાણમાં જઈને રહો. પણ આ વહાણ જોઈને તે રાક્ષસને ત્યાં રહેવાનું મન થયું. એટલે તેણે લક્ષ્મણજી સાથે એવી સરત કરી કે જો મને આ વહાણ આપી દો તો હું કોઇને પજવીશ નહિ. તે દિવસથી આ રાક્ષસ આ વહાણ ઉપર રહે છે. અને જ્યારથી તેણે અમને બચાવ્યાં ત્યારથી અમે પણ અહિં છીયે. હવે જો તમે બાવનચંદન લાવી ને શિવજીને ચઢાવીને તેનું મોત માંગો તોજ તે મરે."

રાજાએ કહ્યું, "તમે આજની રાત મને અહિં સંતાડી રાખો એટલે કાલે રાત્રે તો હું બધી ગોઠવણ કરી લઇશ." વહાણું વાવાની વખત થઇ હતી એટલે તેણે વિક્રમ રાજાને એક ઠેકાણે સંતાડી દીધા. થોડીજ વારે પેલો રાક્ષસ આવ્યો.

એ તો કંઇ વાત જાણતો નહોતો, રોજના નિયમ પ્રમાણે આખો દિવસ તે વહાણ ઉપર રહ્યો, અને રાત્રે ફરવા ગયો. એટલે વિક્રમરાજા વહાણમાંથી ઉતરીને ચાલી ગયા. પછી તેમણે હરસિદ્ધ માતાનું ધ્યાન ધર્યું, અને માતાજી પોતે ત્યાં આવ્યા એટલે બાવનચંદન લાવવાનું પૂછયું. માતાજીએ તેને એ ચંદન મેળવવાની યુક્તિ કહી, એટલે વિક્રમરાજા મહા મહેનતે તે ચંદન લઈ આવ્યા. તે આણીને તેમણે શિવજીને ચઢાવ્યું, એટલે શિવજી પ્રસન્ન થયા. ત્યારે વિક્રમ રાજાએ માગ્યું કે પેલા રાક્ષસનું અજીતપણું નાશ કરો. ત્યાં જઇને તેમણે રાક્ષસને કહ્યું કે તારૂં વહાણ તથા આ કન્યાઓ મને આપી દે. પણ તે રાક્ષસે માન્યું નહિ. વિક્રમ-રાજાએ કહ્યું કે હવે તારૂં અજીતપણું નાશ પામ્યું છે, માટે તું નાહક કજીયો કરીશ નહિ. છતાંએ તે રાક્ષસે તો પોતાની તરવાર ખેંચી. તરતજ વિક્રમરાજા તૈયાર થઇ ગયા. અને બે જણ વચ્ચે પટાબાજી ખેલાઇ, તેમાં વિક્રમરાજાએ તે રાક્ષસનું માથું કાપી નાંખ્યું.

પછી વિક્રમરાજા પેલું વહાણ લઇને કીનારે આવ્યા. ત્યાંથી પોતે ઉતરીને પ્રધાન બેઠો હતો ત્યાં આવ્યા, તેને વહાણ બતાવ્યું, તે ઉપરની પેલી કન્યાઓ પણ બતાવી, અને કહ્યું કે, " ભાઈ હવે તું આનંદ પામ. તારૂં દુઃખ મુકી દે, અને હવે ઘર તરફ ચાલ. તારી સ્ત્રી તારા વિના બહુ દુઃખ પામે છે. અને આપણે વહેલા નહિ જઇએ તો એ પોતાનો જીવ કાઢશે." પ્રધાને તો બધી રચના જોઈ. વિક્રમ રાજાએ તો રાક્ષસના બધા ભંડાર કબજે કર્યા હતા, અને પેલી કન્યાઓને પોતાની પાસે ને પાસે રાખતો હતો. આ

જોઇ પ્રધાનને અદેખાઈ આવી. તેણે મનમાં વિચાર કર્યો કે, હું છ મહિના અહિં પડી રહ્યો તોયે મને કાંઇ મળ્યું નહિ, અને આ રાજા મારી પછી આવીને આ બધું મેળવી ગયા. ખરૂં જોતાં આ મને મળવું જોઇયે. આવા વિચારમાં તેનું મગજ ખસી ગયું. તેને રાજાએ બહુ સમજાવ્યો, અને કહ્યું, કે ભાઇ તું બધું ધન લેઇ લે. તોપણ તેનું મગજ ઠેકાણે આવ્યું નહિ. અંતે તેમણે ત્યાંથી બધો માલ તથા કન્યાઓ અને પ્રધાનને લઇને રાજા ઉર્જૈન જવા નિકળ્યા. પ્રધાને તો તેમની કંઈજ વાત સાંભળી નહિ. કારણ, કહ્યું છે કે,

ઘેલા આગળ વાતડી, જ્ઞાની આગ શોક;
અથિ આગળ વિનતી, જે કરવી તે ફોક.

રાજાજી તો સમુદ્રમાંથી નૌકા હંકારીને ક્ષિપ્રાનદીમાં તેં લઇ ગયા. બધું ગામ તેમને લેવા સામું આવ્યું. તે વખતે પ્રધાને તો પુષ્કળ ગાંડઇયા કાઢયા, તેથી આનંદ ઉજવવામાં નડતર આવી.

ગામમાં લોકોએ જાતજાતની વાતો પણ કરવા માંડી. કેટલાએકે તો કહ્યું કે આવું સુંદર વહાણ જીતવાનું પરાક્રમ વિક્રમરાજા જ કરી શકે. પણ બીજાઓ એમ કહેતા હતા કે પ્રધાન છ મહિનાથી ત્યાં હતો, તેણે કેટલીએ મહેનત કરીને આ વહાણ મેળવ્યું હશે. તે વિક્રમરાજાએ લઇ લીધું હશે, તેથીજ તે બિચારો ગાંડો થઇ ગયો હશે. વળી બીજાઓએ કહ્યું, કે પ્રધાનની પાસેથી આ લઇ લેવા માટે રાજાએ તેના ઉપર કાંઇક જાદુ કરીને તેને ગાંડો બનાવી દીધો હશે. આવી આવી બધી વાતો રાજાને કાને પણ આવી.

તેથી રાજાએ તેને ડાહ્યો બનાવવા માટે જાતજાતના માણસો ભેગા કર્યા, અને હરસિદ્ધ માતાની પણ બહુ સ્તુતિ કરી. અંતે માતાજીના કહેવાથી તેને ગંગાજળ પાયું, અને તે ડાહ્યો થયો.

પરંતુ ડાહ્યા થયા પછી પણ તે જરાયે આનંદમાં આવ્યો નહિ. એ બહુજ ઊંડા શોકમાં હોય તેમ લાગતું હતું. રાજા તેના શોકનું કારણ સમજી ગયા. તેમણે તેને દરબારમાં બોલાવીને પેલું વહાણ તથા તેમાંનું બધું ધન આપી દીધું, તથા વહાણમાં જે પ્રધાનની દીકરી હતી તેની સાથે એનાં લગ્ન કરી આપ્યાં. બંને કન્યાઓનાં માબાપની તપાસ કરી અને તેમને ત્યાં તેડાવ્યાં. રાજાની કન્યાના પિતાના આગ્રહથી તેની સાથે તેમણે લગ્ન કર્યાં.

પ્રધાનનો બધો શોક જતો રહ્યો અને બધા લોકોએ રાજાનાં વખાણ કર્યાં. આજ સુધી બધા લોકો આ પરોપકારી રાજાના ગુણ ગાય છે તે તેનાં આવાં પરોપકારનાં કામોને જ લીધે.

આટલી વાત કરીને સુભદ્રા પુતળી આકાશમાં ઉડી ગઈ.



વાર્તા ૧૫ મી.

# મેના-પોપટની વાર્તા.

પુતળીઃ વૃંદા.

## વાર્તા ૧૫ મી

# મેના પોપટની વાતા.

ભોજરાજા વળી પાછા એકવાર સિંહાસન ઉપર પગ મુકવા ગયા, ત્યારે વૃંદા નામની પુતળી બોલીઃ રાજાજી ! હજી તમે વિક્રમ રાજા જેવા પરમાર્થનાં કામ કર્યાં નથી. માટે તમે સિંહાસન ઉપર બેસી શકશો નહિ. જુવો હું તમને એમની એક વાત કહું:—

એકવાર વિક્રમરાજા શિકાર કરવા નિકળ્યા હતા. ત્યાં તેમણે વનમાં દવ બળતો જોયો. પશુ પક્ષીઓ આ દવથી ત્રાસીને નાસી જતા હતા. તે વખતે એક પોપટ વિચિત્ર રીતે વર્તતો હતો. આ પોપટ પહેલા તો બાજુ ઉપરની નદીમાં જઇને નાહ્યો. પછી સૂર્યને નમસ્કાર કર્યો અને દવમાં પડવા ચાલ્યો. આ જોઇને વિક્રમરાજાએ તેને બૂમ પાડી અને કહ્યું: ભાઈ! શા માટે તું આપઘાત કરે છે? ત્યારે પોપટ બોલ્યોઃ પોતાનું દુઃખ જે બીજાને કહે છે તે પોતાની જ હાંસી કરાવે છે. માટે તમે તમારે રસ્તે જાવ. મારૂં દુઃખ કોઈ દૂર કરી શકે તેમ નથી. માટે મને સુખે મરવા દો. રાજાએ પોપટને પોતાનું નામ કહ્યું અને જણા-

વ્યું કે એક મહિનામાં હું તારૂં દુઃખ દૂર ના કરી શકું તો પછી તું ગમે તે કરજે. ત્યારે પોપટે પોતાની વાત કહેવા માંડી.

રાજવતી નામે એક નગરી છે. ત્યાંના રાજાનું નામ ભૂપતસિંગ છે. તેના નગરશેઠના છોકરાનું નામ પુષ્પસેન છે. તેનો હું પોપટ છું. એકવાર મારા શેઠ લગ્નના વિચારમાં બેઠા હતા. તે વખતે મને જ્ઞાન થયું. અને મેં કહ્યું કે તમારૂં લગ્ન મંછાવતી નગરીના ટેકચંદ શેઠની છોકરી પદ્મલોચના સાથે થશે. આ સાંભળી પુષ્પસેનને આનંદ થયો. દરમિયાન પદ્મલોચનાને પણ એવા જ વિચાર આવતા હતા. તેની પાસે એક મેના હતી. તેણે પણ જણાવ્યું કે તમારૂં લગ્ન રાજવતી નગરીના શેઠના કુંવર પુષ્પસેન સાથે થશે. આ બંને જણે પોતપોતાની વાત મોટેરાંને જણાવી, અને તેમનાં લગ્ન થયાં. પદ્મલોચના સાથે પેલી મેના પણ મારા શેઠને ઘેર આવી. અમને બેઉને એકજ પાંજરામાં પૂર્યાં. મેં મેના સાથે પ્રીત કરવા માંડી. પણ મેનાએ તો બૂમરાણ કરી મૂક્યું. અને પોતાની શેઠાણીને કહ્યું, કે આ પોપટના પ્રાણ લ્યો તોજ મને સુખ થાય. મેં મારા શેઠને કહ્યું, કે મારો કાંઇજ વાંક નથી. ત્યારે મેના બોલીઃ પુરૂષો બધેજ બહુ ખરાબ હોય છે. સ્ત્રીઓ તો હમેશાં સારી જ હોય છે, એમ કહી તેણે તે સંબંધી દાખલાઓ આપવા માંડયા.

ત્યારે મેં કહ્યું કે આવા દાખલાઓ તો આઓ માટે પણ મળી શકે તેમ છે. એમ કહી તેણે એક ખરાબ સ્ત્રીની વાત બધાને સંભાળાવી. અને કહ્યું કે અમુક દાખલાઓ

ઉપરથી બધાંની પરીક્ષા કરવી તે સારૂં ના કહેવાય. કોઈ કાયર હોય છે અને બીજો શૂરવીર હોય છે. કોઈ સદાવ્રત આપે છે, તો કોઇ ભીખ માંગે છે. કોઇ ક્રુર થઇ લોકોને દમે છે, ત્યારે કોઇ પરમાર્થના કામ કરે છે. માટે બધાંજ માણસો કાંઈ ખરાબ નથી હોતાં.

શેઠ શેઠાણીએ વળી પાછી મેનાને સમજાવવા માંડી. અંતે મેનાએ કહ્યું: શેઠ અને શેઠાણી બંનેનાં ગ્રહ વાંકા છે. શેઠને માથે થોડા માસ પછી મોટી ઘાત છે તેમાં તે મરી જશે. અને શેઠાણીના નશીબમાં વાંઝીયાપણું છે. જો પોપટ આ બંને દોષ ટાળે તોજ મારૂં મન સંતોષ પામે. અને હું તેને વરૂં.

મેં આ કામ માથે લીધું. અને આજ કેટલાએ વખતથી બધે રખડું છું. પણ હું કાંઇજ કરી શક્યો નથી. તેથી આ દવમાં પડીને બળી મરવા ધારૂં છું. તમે પણ મારૂં કામ શી રીતે કરવાના છો! માટે મને મરવા દો. પણ વિક્રમરાજાયે તો કહ્યું, કે એક મહિનામાં જો હું તારૂં કામ ના કરી શકું તોજ તું મરજે; તે પહેલા નહિં.

આ કામ શી રીતે કરવું તેના વિચારમાં વિક્રમરાજા એક વાર ગામથી દૂર નિકળી ગયા. ત્યાં તેમણે એક સિદ્ધ જોયો. તેનાં દર્શન કર્યા પછી રાજાયે કાંઇ દાન કરવાની ઇચ્છા કરી. ત્યારે તે બોલ્યો: અમે લોકો લાંબા ઉપવાસ કરીયે છીયે. પણ પછી પારણાને દિવસે અમારે બહુજ ભોજન જોઇયે. માટે આવા એકાદ પારણાને દિવસે તું ભોજન આપજે. આ સાંભળી વિક્રમરાજા તો ગયા.

આ પછી પેલા સિદ્ધને વિચાર થયો કે લાવ હું વિક્રમરાજાની પરીક્ષા લઉં, એમ ધારી તે વિક્રમરાજાના સાત વર્ષના પુત્રને ઉપાડી લાવ્યો અને તેને સંતાડી દીધો. આખા ગામમાં તો હાહાકાર થઈ ગયો. મહેલમાં બધે શોક વ્યાપ્યો. રાજાએ ચારે તરફ પુષ્કળ માણુસો મોકલ્યા, પણ પુત્ર જડયો નહિ. આખાયે ગામ ઉપર શોકનું વાદળ છવાયું. એટલામાં એક બ્રાહ્મણ ખોવાયલા રાજકુંવરના કપડાં તથા ઘરેણાં લઇને બજારમાં વેચવા આવ્યો. કપડાં તરતજ ઓળખાઈ ગયા, અને બધાં લોકોએ એને પકડયો, તથા એને ખૂબ ફીટકાર આપતા આપતા રાજદરબારે લઈ આવ્યા. વિક્રમરાજાએ કહ્યું કે એ બ્રાહ્મણ છે. તમે એની હકીકત પૂરેપૂરી સાંભળી લ્યો. ત્યારે તે બ્રાહ્મણ બોલ્યોઃ ભાઇ હું તમારા કુંવરની કાંઈજ હકીકત જાણતો નથી. અહિંથી દૂર જંગલમાં મારા ગુરૂ રહે છે. તેમની સેવા માટે હું ઘણીવાર જાઉં છું. તે પ્રમાણે આજે સવારે હું પરદેશથી પાછો આવતો હતો, તે વખતે બારોબાર ત્યાં ગયો. ત્યારે તેમણે મને આ કપડાં આપીને કહ્યું, જા વેચી આવ. હું તે પ્રમાણે આ કપડાં વેચવા આવ્યો. આ શિવાય બીજી વાતની મને ખબર નથી. તે બ્રાહ્મણનું અપમાન થયું હતું, તે માટે રાજાએ માફી માંગી. અને પછી કહ્યું, કે ચાલો મને હમણાંને હમણાં તમારા ગુરૂ પાસે લઈ જાવ.

પેલો બ્રાહ્મણ તો વિક્રમરાજાને લઇને પેલા સિદ્ધ પાસે આવ્યો. આ સિદ્ધને તો રાજાએ ઓળખ્યા. એટલે એકદમ તે તેમને પગે પડયા. અને પૂછયું, મહારાજ આ મારા

પુત્રના આભુષણ આપને ક્યાંથી જડયાં તે કહો. હું તથા મારી પ્રજા પુત્રના વિયોગથી બહુજ દુઃખી છીયે.

મહા દુઃખ માથે આળ, મહાદુઃખ *માલ ગયાનું;
મહા દુઃખ જાયે નાર, મહાદુઃખ વેર વઢયાનું;
મહા દુઃખ હારે હોડ, મહા દુઃખ ઝેર ચઢયાનું;
મહા દુઃખ અતિ અપમાન, મહા દુઃખ રોગ થયાનું.
વળી મહાદુઃખ માને મોતનું, દુઃખ દેવું ઘર સુત્રનું,
કવિ સામળ સાચું કહે, મહાદુઃખ વળી મોત થાય પ્રિય પુત્રનું.

માટે હે મહારાજ મને કહો, મારો પુત્ર જીવે છે કે નહિ !

ત્યારે તે સિદ્ધ બોલ્યાઃ હે રાજા મારા એક ગુરૂ છે. તેમણે અપવાસ કર્યા હતા. પારણાને દિવસે તેમણે એક બત્રીસ લક્ષણા બાળકનો ભોગ માંગ્યો. અને મેં આ બાળક આણી આપ્યો. મને ખબર ન હોતી કે એ તમારો પુત્ર છે. હવે મને બહુ શોક થાય છે. તમે જે કહો તે કરવા હું તૈયાર છું. મારે તો બેવડું દુઃખ થયું. ગુરૂનું પેટ ભરાયું નહિ, અને બાળહત્યા મારે માથે બેઠી.

ત્યારે વિક્રમરાજા બોલ્યાઃ મહારાજ તમારા ગુરૂ કયાં છે તે મને કહો. હું એમની ભૂખ મટાડવાનો પ્રયત્ન કરૂં. આ સાંભળીને તે સિદ્ધ અને રાજા, ગુરૂની ગુફા પાસે ગયા. રાજાયે ગુરૂને પૂછ્યુંઃ ગુરૂજી તમે ભૂખ્યા છો. માટે તમે જે કહો તે ભોજન મોકલાવું. ત્યારે ગુરૂજી બોલ્યાઃ મારા ભોજનની વાત જુદીજ છે. હું કાંઈ ગમે તે જમતો નથી. જેઓ પોતે કાંઈ ભોગ આપવાને તૈયાર હોય નહિ, તેમણે મારી વાતમાં વચ્ચે આવવુ નહિ. આ સાંભળી વિક્રમરાજા બોલ્યાઃ તમારે

જે જોઈતું હોય તે મને કહો. કોઈ રીતે અથકાશો નહિ. ત્યારે ગુરૂ કહેઃ મારે તો બત્રીસ લક્ષણો પુરૂષજ જોઇયે.

વિક્રમરાજાએ તરતજ કહ્યું કેઃ મહારાજ બધા લોકો કહે છે કે હું બત્રીસ લક્ષણો છું. જો તમને હું ખપું તો હું તમારી સેવામાં હાજર છું. જો હું કોઇનાએ કામમાં આવતો હોઉં તો મરવાનું મને દુઃખ નથી. હું તો એમ માનું છું કેઃ

જગમાં જીવ્યો તેહ, જેણે પરદુઃખ જઈ કાપ્યાં;
જગમાં જીવ્યો તેહ, જેણે અભય પદ આપ્યાં.
જગમાં જીવ્યો તેહ, ખ્યાતી ચાલી દશ દીશે;
જગમાં જીવ્યો તેહ, કુળ તાર્યું લઘુ વેશે.
જગમાં તે નર જીવ્યો, જશ વિમળ ગુણ જાણીયો,
સામળ કહે જીવ્યો, સપુત તો, પર કાજે દે પ્રાણીયો.

પછી રાજાએ પોતેજ સ્નાન કર્યું, અને હાથ જોડીને સિદ્ધ તથા ગુરૂની પાસે ઉભા રહ્યા. ત્યારે ગુરૂ બોલ્યાઃ રાજા ! હું તારા ઉપર પ્રસન્ન છું. તારો ભોગ લેવાની જરુર નથી. તું ફક્ત આઠ મણ લોટ મંગાવ. તેનું પુતળું બનાવીને યજ્ઞમાં હોમીશું તો તારી જાતનોજ હોમ કર્યા જેટલું ફળ મળશે. રાજાએ તે પ્રમાણે કર્યું. એટલે પેલો સિદ્ધ ગુફામાં જઇને રાજાના કુંવરને લઈ આવ્યો. અને કહ્યું કે અમે તો તમારી પરીક્ષા કરતા હતા, અને અમને તેમાં બહુજ સંતોષ થયો છે. માટે તમે તમારા પુત્રને લઇને પાછા વળો. વળી ગુરૂજીએ તથા સિદ્ધે રાજાને બે ફળ આપ્યા. અને કહ્યું કે એક ફળ રાણીને આપજો. જે તે ફળ ખાશે તેને

સુંદર પુત્ર થશે. અને આ બીજું ફળ જે ખાશે તેનો આવરદા બમણો થશે.

રાજાજી પોતાના પુત્રને લઈ ગામમાં આવ્યા. કુંવરને જોઇને બધાંને બહુજ આનંદ થયો. ત્યારે પેલા પોપટે કહ્યું કે રાજાજી મારા પગલાંથીજ તમારે ઘેર ઉત્પાત થયો. માટે મને જઇને મરવા દો. રાજા આ સાંભળીને હસ્યા અને બોલ્યા, ભાઇ ! તારૂં કામ પણ થઇ ગયું છે. એમ કહી પેલા બે ફળ તેને આપી દીધા. પોપટ તો તે ફળના ગુણ જાણીને આનંદ પામ્યો અને જલદીથી પોતાને ઘેર ગયો.

ત્યાં જઇને તેણે પોતાનાં શેઠ પુષ્પસેનને બધી વાત કહી અને આ ફળ આપ્યાં. પદ્મલોચનાએ તથા મેનાએ પણ આ વાત સાંભળી. સૌને તેથી આનંદ થયો. પુષ્પસેન અને પદ્મલોચના, દરેકે એક એક ફળ ખાધું. અને પછી તેમણે મેના અને પોપટના બહુ ધામધુમથી લગ્ન કર્યાં.

આ પ્રમાણે જે માણસ પરોપકારના કાર્ય કરશે તેજ આ સિંહાસન ઉપર બેસી શકશે, એમ કહીને પુતળી ચૂંદા ઉડી ગઈ.



વાર્તા ૧૬ મી.

# કાષ્ટના ઘોડાની વાર્તા.

પુતળીઃ પવિત્રા.

## વાર્તા ૧૬ મી.

# કાષ્ટના ઘોડાની વાર્તા.

રાજા ભોજ વિક્રમરાજાના સિંહાસન ઉપર બેસવા ગયા ત્યારે પવિત્રા નામની પુતળીએ કહ્યું, કે હજીયે તમે વિક્રમ-રાજા જેવા પરાક્રમી અને પરદુઃખભંજન થયા નથી. જુઓ તમને તેમની એક વાત કહું.

એકવાર વિક્રમરાજાએ માગશર સુદ ચોથને દિવસે ગણુપતિનું વ્રત કર્યું હતું. ઘણા ઘણા બ્રાહ્મણોને તેમણે ઘીથી તરબોળ લાડુ જમાડયા, અને ઉપર સારી દક્ષણાઓ આપી. પછી રાજાએ ભોજનની થાળી ભરી અને પોતે જમતા પહેલાં નૈવેદ્ય કરવા ગણુપતિના મંદિરે ગયા. સાથે કોઈ પણ માણુસ હતું નહિ. મંદિરમાં જઈને થાળ મૂકયો તે વખતે ત્યાં તેમની નજરે એક માણુસ પડયો. તે પોતાનું માથું કાપીને શિવજીને આપવાની તૈયારી કરતો હતો. રાજાએ તેને અટકાવ્યો, અને પૂછયુંઃ ભાઇ તને શું દુઃખ છે? પેલા માણુસે કહ્યું, કે મારૂં દુઃખ કોઇ દૂર કરનાર નથી. હું વિક્રમ રાજા આગળ મારૂં દુઃખ કહેવા આવ્યો હતો, પણ પછી વિચાર થયો કે એવા મોટા રાજાને મારૂં દુઃખ

કહી શા માટે તસ્દી આપવી, તેથી અહિં જ શિવ પૂજા કરીને મારૂં માથું કમળરૂપે અર્પણ કરૂં છું, એથી આવતા જન્મમાં મારી ધારણા ફળશે. માટે તમે મને આ કામમાંથી અટકાવશો નહિ

આ સાંભળી વિક્રમ રાજા બોલ્યાઃ ભાઈ હું જ વિક્રમ. મને તમારૂં જે દુઃખ હોય તે કહો, અને હું જરૂર તે દૂર કરીશ.

પેલા માણસે કહ્યુંઃ હું કનોજીયો બ્રાહ્મણ છું અને કુંવારો છું. પરણવા માટે મારી પાસે પૈસા નહોતા, પણ મને કોઈયે કહ્યું કે કામરૂદેશમાં બહુજ રૂપાળી કન્યાઓ છે અને ત્યાં લગ્ન કરવાના પૈસા બેસતા નથી. તેથી હું તો કામરૂ દેશમાં ગયો. ત્યાં એક બહુજ રૂપાળી કન્યા છે, પણ તે પુરૂષોને બહુજ ધિક્કારે છે. તેની વાતો સાંભળી મારા મનમાં એમ આવ્યું કે એની સાથેજ લગ્ન કરવું જોઈયે. એમ ધારીને હું તેને ઘેર ગયો અને ત્યાં મારી હકીકત જણાવી. પરંતુ મારો સ્વીકાર કરવાને બદલે તેણે તો માર મારીને મારૂં બહુ અપમાન કર્યું, અને મને કહાડી મૂક્યો. આ કામરૂદેશમાં સ્ત્રીઓનું જ રાજ્ય છે. તેઓ પુરૂષોને બહુજ ધિક્કારે છે, અને તેમને ગુલામ તરીકે રાખે છે, હું તો બહુ દુઃખી થઈને ત્યાંથી નાસી આવ્યો છું. પણ પેલી રૂપાળી સ્ત્રીની સાથેજ લગ્ન કરવાની મને રઢ લાગી છે. જો તમે મને તે કન્યા મેળવી આપાવો તોજ મારૂં દુઃખ મટે તેમ છે.

વિક્રમરાજાએ તેને ધીરજ આપી અને કહ્યું, કે હું તને તે કન્યા અપાવીશ. બીજે દિવસે તેમણે પ્રધાનને રાજ સોંપ્યું, અને પોતે કામરૂ દેશ તરફ ગયા. ત્યાં પહોંચી તેમણે પેલી સ્ત્રીની તપાસ કરી. તપાસ કરતાં ખબર પડી કે એ સ્ત્રી પુરૂષોને બહુજ ધિક્કારે છે. જે પુરૂષો તેની પાસે જાય છે તેમને જોડાથી માર મરાવે છે, અને તેમનું બહુજ અપમાન કરી કાઢી મૂકે છે. વિક્રમરાજાએ વિચાર કર્યો કે આ સ્ત્રીને વારતાના રસમાં નાંખીને જીતી લેવી પડશે. પછી તેમણે વૈતાળનું સ્મરણ કર્યું. તે આવ્યો એટલે તેની સાથે સંતલસ કરી, અને પછી પોતે પેલી સ્ત્રીને ઘેર ગયા. તેના ઘરને ચાર ચોક હતા. દરેક ચોક આગળ એકેક પડદો હતો. પહેલા પડદા આગળ એક સોનાનો પોપટ હતો. બીજા આગળ સોનાની મેના હતી. ત્રીજા આગળ સોનાનો મોર હતો, ને ચોથા આગળ સોનાની ઢેલ હતી. વિક્રમરાજા તો તે ઘરને ઓટલે જઇને બેઠા. પેલી સ્ત્રીની દાસીઓ તેમનું રૂપ જોઇને અંજાઈ ગઈ, ને તેમણે પોતાની શેઠાણીને કહ્યું, બાઇ, આ પુરૂષ સાધારણ નથી લાગતો. તમે તેમનું અપમાન કરશો નહિ. એમને તમે ઘરમાં બોલાવો. પણ પેલી સ્ત્રીએ કહ્યું, કે મારે મન તો બધાજ પુરૂષો ખરાબ છે. જાવ એને પણ માર મારીને કાઢી મૂકો.

પરંતુ વિક્રમરાજાએ વૈતાળ સાથે ગોઠવણ કરી હતી તે પ્રમાણે વૈતાળ, પહેલા પડદા આગળના પોપટમાં પેઠો અને બોલ્યોઃ અહો ! વિક્રમરાય ! ભલે પધાર્યા. તમે આમ બારણે કેમ ઉભા છો ? મારા શેઠાણી તો મૂર્ખ છે કે આવા પરદુઃખભંજન મહેમાન બારણે આવ્યા છે, તોયે આવકાર

આપતાં નથી. કદાચ મારી બાઈને ખબર નહિ હોય, ખબર હોય તો તમને જરૂર માન સાથે અંદર લઈ જાય. પણ તમે ગુસ્સે થશો નહિ. અત્રે બિરાજો અને તમારા જ્ઞાનનો અમને લાભ આપો. એકાદ સુંદર જ્ઞાનની વાત અમને સંભળાવો.

રાજાએ કહ્યું, કે વાત તો હું કહું, પરંતુ ઘરના માલિકની રજા વિના મારાથી અહિં બેસાય નહિ, માટે જો એ બાઇ પોતાને મોઢે મને આવકાર આપે તો હું બેસું. પોપટને બોલતો સાંભળી બધી સ્ત્રીઓ પડદા પાછળ ભેગી થઈ ગઈ હતી. એમને તો એથી બહુજ નવાઇ લાગી, અને પોતાની બાઇને તેઓને વિનવીને કહ્યું કે તમે રાજા વિક્રમને આવકાર આપો. પેલી બાઇને પોતાને પણ આ બધી હકીકતથી નવાઈ લાગી હતી. તેમજ વાત સાંભળવાનો શોખ પણ થયો હતો, એટલે તેણે રાજાને બહાર બેસીને વાત કહેવા કહ્યું. વિક્રમરાજા ત્યાં બેઠા, અને પોપટને કહ્યું, તું હુંકારો દઇશ તોજ હું વાત કહીશ, એમ કહી તેમણે વાત શરૂ કરી, અને બધી સ્ત્રીયો ચિત્રની માફક સ્થિર થઇને સાંભળવા બેઠી.

કોંકણ નામે દેશ છે, ત્યાં ઘણુંજ ધન છે. ત્યાં કપુરસિંહ નામે રાજા રાજ કરતો હતો. તેને પુત્ર નહોતો. તે પચાસ વરસનો થયો ત્યારે એણે પંડિતોને બોલાવીને મહાદેવજીની પૂજા કરાવી, અને તેથી તેને એક પુત્ર થયો. પુત્ર બહુજ બુદ્ધિશાલી દેખાતો હતો. ધીમે ધીમે તે મોટો થયો એટલે તેને નિશાળે મૂકયો. ત્યાં તેને એક સુતાર સાથે દોસ્તી થઈ. એ સુતારનો છોકરો અને રાજકુંવર ઘડી

પણ અળગા થતા નહિ. ઘણી વાર રાજકુંવર પોતાનાં લૂગડાં તથા ઘરેણાં તેને પહેરાવે અને પોતે સુતારનાં લૂગડાં પહેરે. તેમની આ દોસ્તી રાજારાણીને ગમતી નહોતી. તેમણે રાજકુંવરને ઘણો વાર્યો, પણ તેણે માન્યું નહિ. આ વાત સુતારે જાણી ત્યારે તેણે વિચાર કર્યો કે રાજાની દોસ્તીમાં કાંઇ હુન્નર તો શીખવો જોઇએ. એમ વિચારી તેણે કુંવરને કહ્યું કે પરદેશ જવાની મને રજા આપો. હું ત્યાંથી નવી નવી વિદ્યા શીખી લાવીને જલદી પાછો આવીશ. બહુ આનાકાનીથી કુંવરે તેને જવાની રજા આપી, અને તે સુતાર પરદેશ ગયો. કુંવરે ફક્ત એટલુંજ કહ્યું કે મારે માટે કોઇ સુંદર રમત લેતો આવજે.

તે સુતાર પરદેશ ગયો. ત્યાં તેણે વિશ્વકર્માશાસ્ત્રનો અભ્યાસ કર્યો, અને ઘર બાંધવાની તથા શહેર બાંધવાની કળા તે શીખી ગયો. પછી પોતાના ગુરૂની રજા માંગી. ગુરૂએ ઘેર જવાની શી ઉતાવલ છે, એમ પૂછ્યું: ત્યારે તેણે પોતાના મિત્ર રાજકુંવરની વાત કહી. ત્યારે ગુરૂએ કહ્યું કે તમારા મિત્રે મંગાવેલી રમત હું તમને આપીશ એમ કહી તેણે એક લાકડાનો ઘોડો બનાવ્યો. તેમાં તેમણે દોરીઓની રચના કરી સંચા ગોઠવ્યા તથા તે સંચાની બધી સમજણ તે સુતારને આપી. તે ઘોડો જમીન ઉપર દોડતો હતો, અને ઉંચે આકાશમાં પણ ઉડી શકતો હતો. આ ઘોડો લઇને સુતાર પોતાને ઘેર આવ્યો.

સુતાર આવ્યો છે એમ ખબર પડી કે તરતજ રાજકુંવર તેને ઘેર દોડી આવ્યો. તેની ઉંમર મોટી થઇ હતી પણ દોસ્તી ઓછી થઈ નહોતી. તેણે આવીને પૂછ્યું કે મારી રમત લાવ્યો છું ? સુતારે લાકડાના ઘોડાની વાત

કહી તેથી બીજે દિવસે સવારે વાડીમાં જઇને ઘોડાના સંચા સમજાવવાનું ઠર્યું. બીજે દિવસે સવારે સુતારે રાજાના છોકરાને ઘોડા ઉપર બેસાડયો, અને તેને વાડીમાં લઇ ગયો. રાજકુંવરે સુતારને પોતાનાં લૂગડાં પહેરાવ્યાં, અને પછી સંચાકામ શીખવા માંડયું. પહેલા જમીન ઉપર ઘોડો ચલાવતાં શીખવા લાગ્યા. તે થોડું આવડયું એટલે કુંવરે એકલા ઘોડો ચલાવ્યો. એમ કરતાં તેણે કોઇ અજાણી દોરી ખેંચી અને સડસડાટ કરતો ઘોડો ઉંચે ચઢયો. સુતાર તો બિચારો મોં વિકાસી જોયા કરતો હતો. તેનો કોઈ ઉપાય રહ્યો નહોતો, અને ઘોડો અને કુંવર તો નજર બહાર પણ જતાં રહ્યાં.

રાજાને ત્યાં કુંવર ઘણી વાર સુધી ઘેર આવ્યો નહિ એટલે શોધાશોધ થઇ. એટલામાં સુતાર નજરે પડયો. તેણે કુંવરનાં કપડાં પહેર્યાં હતાં. સીપાઈઓએ તેને પકડયો અને રાજા પાસે લઇ ગયા. આખા ગામમાં વાત ચાલી કે સુતારે રાજકુંવરને માર્યો. રાજાએ પૂછયું કે મારા કુંવરનો તેંજ ઘાત કર્યો છે. તે સુતાર બિચારો નિરાશાથી બોલ્યો, કે હા, મેંજ તેમનો ઘાત કર્યો છે. આ સાંભળીને બધા લોકો બહુજ ઉશ્કેરાઈ ગયા અને બોલ્યા કે એ સુતારને અવળી ઘાણીયે પીલો. તેણે મિત્રહત્યા કરી છે.

વાત આટલે સુધી ચાલી ત્યાં સુધી તો પોપટે હુંકારો કર્યો. પણ છેલ્લા વાક્યમાં તેણે હુંકારો કર્યો નહિ એટલે રાજાએ વાત બંધ કરી. બધી સ્રીઓને વાતમાં ખરો રસ લાગ્યો હતો તેજ વખતે વાત બંધ થઈ એટલે બધાં બહુ

અકળાયાં. આ લાગ જોઈને વેતાળે સોનાની મેનામાં પ્રવેશ કર્યો. મેના તુરત બોલીઃ "પરાક્રમી રાજા વિક્રમ, આપ વાત આગળ ચલાવો. હું હુંકારો આપીશ. આખી મંડળીને આમ ટળવળાવો નહિ." વિક્રમરાજાએ કહ્યું, કે "તું તો અંદરના ચોકમાં છું. જો તારાં બાઇ પોતાને મોંઢે મને રજા આપે તોજ હું ત્યાં આવી શકું." આ સાંભળીને બધી દાસીઓએ પોતાની બાઈને વિનંતિ કરી કે તમે વિક્રમરાજાને અંદર આવવાની રજા આપો. બાઇને પોતાને પણ વાર્તાનો રસ લાગ્યો હતો એટલે વિક્રમરાજાને બીજા ચોકમાં આવવાની રજા આપી. તે ત્યાં આવ્યા અને વાર્તા આગળ ચલાવીઃ—

સુતારને પકડીને મહેલમાં લઈ ગયા. ત્યાં રાણીએ કહ્યું કે આ સુનાર કોઈ દિવસ મારા પુત્રને ઇજા કરેજ નહિ. હું તેમની દોસ્તી જાણું છું. પછી તે સુતારે રાણીને લાકડાના ઘોડાની વાત કહી, અને પોતાના મિત્રને માટે બહુ કલ્પાંત કર્યું. આ હકીકત સાંભળીને બધાયે સુતારને નિર્દોષ ઠરાવ્યો અને કુંવરની શોધમાં ચારે દિશાએ માણસો મોકલ્યા.

રાજકુંવરનો લાકડાનો ઘોડો તો કોણ જાણે કેટલાએ ગાઉ નિકળી ગયો અને કનકપૂર નામે એક ગામને સીમાડે તે પોતાની મેળેજ નીચે ઉતર્યો. ભૂખ, તરસ અને થાકથી રાજકુંવર બેહાલ થઈ ગયો હતો. બાજુ ઉપર એક વાડી હતી ત્યાં ઝાડની છાયામાં એ તો સૂઈ ગયો અને બેભાન થઇ ગયો. એ વાડી રાજાની હતી. ત્યાં રાજમાલણ ફૂલ

ભેગાં કરવા આવતાં તેણે રાજકુંવરને જોયો. પોતાને પુત્ર નહોતો તેથી જો આ યુવક માને તો તેને દત્તક કરવા તેણે મનસુબો કર્યો. માલણે જોયું તો તે યુવકને તાવ આવેલો હતો. તેણે પાણી છાંટીને તેને જાગૃત કર્યો તથા દૂધ લાવીને પાયું. પછી પોતાને ઘેર લઇ જઇને તેની ચાકરી કરી. અને પોતાનો પુત્ર કરી સ્થાપ્યો. માલણ રોજ દરબારમાં જાય અને ત્યાંની હકીકત પુત્રને કહે. તેમાં રાજાની કુંવરીની વાત બહુજ રસથી કહે. તે બહુજ રૂપાળી અને ચતુર છે, એમ જાણી રાજકુંવરને તેને જોવાનું મન થયું. એટલે તેણે યુક્તિ કરી. માલણ ફૂલની ચોળી કુંવરી માટે ભરતી હતી, તેમાં તેણે યુક્તિથી પોતાની વીંટી ગુંથી. કુંવરીએ આ વીંટી જોઇ અને તે બહુજ કીંમતી છે એમ તે જાણી ગઇ. તેને લાગ્યું કે કોઇ મારા લાયકના ચતુર પુરૂષનું આ કામ છે. તેણે ધીમે ધીમે યુક્તિથી માલણ પાસેથી રાજકુંવરની હકીકત જાણી લીધી અને પછી કહ્યું કે માલણ ! તારા છોકરા માટે લાડુ આપું તે લઇ જા. તે લાડુ જઇને માલણે રાજકુંવરને આપ્યો. કુંવર ચેતી ગયો કે આમાં સંદેશો હોવો જોઇયે. લાડુમાંથી એક ચીઠ્ઠી નિકળી. કુંવરે તે છાનીમાની વાંચી. કુંવરીએ તેમાં મેળાપની રીત બતાવી હતી. ધીમે ધીમે કુંવર ગુપ્ત રીતે કુંવરીને મળવા લાગ્યો અને બે વચ્ચે પ્રીતિ વધતી ચાલી. અંતે તેમણે ગાંધર્વ વિવાહ કર્યો. પછી ત્યાંથી નાસી જવાનું નક્કી કર્યું. એક રાત્રે કુંવરી અગાશીમાં ચઢી અને કુંવર લાકડાનો ઘોડો લઇને ત્યાં ગુપચુપ ગયો. હવે ઘોડાની બધી કરામત

કુંવરને આવડી ગઇ હતી. તેના ઉપર બંને જણાં બેસીને ઉડી ગયાં. તેઓ ઘણે દૂર એક જંગલમાં ઉતર્યાં. ત્યાં કુંવરીને પુત્ર જન્મ્યો. તેને એક ગુફામાં સુવાડીને કુંવરે કહ્યું, કે હું તમારે માટે પાણી અને ખોરાક લઇ આવું. એમ કહી તે ઉડયો. ત્યાં રસ્તામાં એક જંગલમાં દવ લાગ્યો હતો એટલે તેની બીજી તરફ પાણી લેવા જવાનું હતું. તેમ જતાં ઘોડાના સંચાની દોરીઓ ઝાળથી બળી ગઈ અને ઘોડો એક જંગલમાં નીચે પડયો. કુંવર આવ્યા નહિ એટલે કુંવરી પણ બહુ અકળાઇ. તેણે વિચાર કર્યો કે બહાર જઇને હું તપાસ કરૂં. તે બહાર નીકળી એટલામાં વનશિયાળ તેના બાળકને ઉપાડી ગયું.

વાત આટલે આવી ત્યારે મેનાએ હુંકારો આપવો બંધ કર્યો. અને વિક્રમરાજા પણ વાત કહેતા અટકી ગયા. દાસીઓને અને તેમની બાઇને પણ હવે તો વાતમાં બહુજ રસ પડયો હતો. હવે આ બાઇનું શું થશે, બાળક બચશે કે નહિ, એવા સવાલ તેમણે અંદર અંદર પૂછવા માંડયા. એટલામાં સોનાનો મોર હતો તે બોલ્યો કે, રાજાજી તમે વાત આગળ ચલાવો. હું તમને હુંકારો આપીશ. તમે આ મારા ચોકમાં આવીને બેસો. મારાં બાઇની રજા છે. આ સાંભળી તે બાઇએ પણ કહ્યું કે રાજાજી એ ચોકમાં ભલે આવો. પછી રાજાએ ત્યાં જઇને વાત આગળ ચલાવી:—

કુંવર ઘોડા ઉપરથી જ્યાં પડયો ત્યાં નીચે દરિયો હતો. પરંતુ તે ત્યાંથી બચી ગયો અને કોઈ એક વહાણવટી વેપારીયે તેને પોતાને ત્યાં રાખ્યો. પેલા વનશિયાળે તેનો

બાળપુત્ર ઉપાડયો, પણ થોડે જતાં ગામનો રાજા શિકારે આવેલો જોયો એટલે તેણે બાળકને મૂકી દીધું. તે રાજાને સંતાન નહોતું. એ તો આ રૂપાળો છોકરો જોઈને આનંદમાં આવી ગયો, અને તેને લઈને મહેલમાં પાછો ફર્યો. આ છોકરાને તેણે દત્તક લીધો. અને તે છોકરો રાજકુંવરની માફક જ ત્યાં ઉછરવા લાગ્યો.

પેલી કુંવરી ગુફામાં પાછી જઇ જુએ તો ત્યાં પોતાનો પુત્ર મળે નહિ. એણે બહુ કલ્પાંત કર્યું. પુત્ર અને પતિ-વિહોણી તે આમ તેમ ભટકવા લાગી. તેર ચૌદ વર્ષની કાચી વયમાં રાજાની કુંવરીને આમ આગાધ દુઃખ પડયું. પેલા રાજાના ગામને સીમાડે એક ડાકયણ રહેતી હતી. લોકો તેનાથી બહુજ ડરતા હતા, અને કોઈ તેના મકાન પાસે પણ જતા નહોતા. તેના ઘરમાં આ કુંવરી જઇ ચઢી. તેનું દુઃખ જોઇ ડાકયણને પણ દયા આવી અને તેણે તેને પોતાની પુત્રી કરીને રાખી. તે ડાકયાણને ત્યાં કુંવરીને એટલું તો સુખ પડયું કે તે પોતાનું બધું દુઃખ ભૂલી ગઇ અને આનંદે દિવસ ગાળવા લાગી. આ રીતે મા અને દીકરો એકજ ગામમાં પણ જુદાં જુદાં રહેતાં હતાં.

પેલો બાળક કુંવર તો દિવસે દિવસે મોટો થતો ગયો, અને બધી વિદ્યામાં નિપુણ થયો. એ પંદર વર્ષનો થયો ત્યારે તેના ( દત્તક લેનાર ) પિતા મરી ગયા. અને રાજપાટ તેને હાથ આવ્યું. તેજ અરસામાં પેલી ડાકયણ પણ મરી ગઇ. તેની પાસેનું પુષ્કળ ધન પેલી રાજકુંવરીના હાથમાં આવ્યું. તેણે તેમાંથી એક અતિ ભવ્ય મહેલ કરાવ્યો. ગામના

લોકોએ આ મહેલનાં બહુજ વખાણ કર્યાં. વળી તે કુંવરીનું રૂપ પણ એવું જળવાઈ રહ્યું હતું કે હજી ફક્ત સોળેક વર્ષની તે લાગતી હતી. ગામલોકની વાતો સાંભળી રાજા પણ ગુપ્ત વેશે તે મહેલની પાસે ગયો. મહેલનો ભપકો તથા રાણીનુ રૂપ જોઇને તે અંજાઈ ગયો. અને તેને તે સ્ત્રી સાથેજ લગ્ન કરવાનો નિશ્ચય કર્યો. તેણે તે સ્ત્રીને કહેણુ મોકલ્યું કે મારે તારી સાથે લગ્ન કરવાં છે. આ સાંભળી તેને પ્રથમ તો આઘાત લાગ્યો. પણ પછી વિચાર આવ્યો કે આજે સોળ વષથી મારો પતિ ચાલી ગયો છે. હવે મર્યો હશે કે જીવનો તે કોઈ જાણતું નથી. વળી રાજાને દુભવીશ તો તે બળાત્કારે પણ મને પરણશે. તેના કરતાં સુખ સામે આવે છે તે લઈને શા માટે ભોગ ન ભોગવું ?! આમ વિચારી તેણે રાજાનું માગું કબુલ કર્યું. રાજાએ પાલખી મોકલી તેમાં બેસી તે રાજમહેલમાં ગઈ. આ પ્રમાણે માતા દીકરાને પરણવા ચાલી.

વાત આટલે આવી એટલે મોરે હુંકારો કરવો બંધ કર્યો, અને વિક્રમરાજા પણ વાત કરતા થોભી ગયા. સૌને વાતમાં અત્યંત રસ પડયો હતો, અને તેનું છેવટ જાણવા આતુર થઇ ગયાં હતાં. એટલામાં છેક છેલ્લા ચોકમાં મૂકેલી સોનાની ઢેલ બોલી, કે: “ હે પરાક્રમી રાજા વિક્રમ, આપની વાત આગળ ચલાવો. હું હુંકારો આપીશ, આપ તો પર-સ્ત્રીના ભાઇ જેવા છો. એટલે અંદરના ચોકમાં મારાં શેઠાણી બેઠાં છો ત્યાં આવશો તો કંઈ હરકત નથી. ” આ ઢેલના બોલ સાંભળીને બધીજ સ્ત્રીઓ બોલી ઉઠી કે રાજાજી તમે

જરૂર અંદર આવો. તેમની બાઈએ પણ અંદર આવવાની રજા આપી. એટલે રાજા અંદરના ચોકમાં ગયા અને વાત આગળ ચલાવી:—

રાજાએ તે કુંવરીને મહેલના એક ભાગમાં ઉતારો આપ્યો. રાત્રે ગાંધર્વ લગ્ન થવાનાં હતાં. પરંતુ આખી કુદરત ખળભળી ગઇ. રાત્રે કુંવરીના ઓરડામાં તે રાજા ગયા. તેને જોઇ તે કુંવરીને માના જેવું વહાલ છુટયું અને ધાવણ વહેવા માંડયું. આ કૌતક જોઇને બન્નેને બહુજ નવાઇ લાગી. કુંવરી કહે તમે તો મારા પુત્ર જ છો. તમારૂં મોં તમારા પિતાને એટલે મારા પતિને આબેહુબ મળતું આવે છે. આ સાંભળી રાજા તો શરમિંદો પડીને ચાલી ગયો. તે મર્હુમ રાજાની રાણી પાસે ગયો, અને કહ્યું, કે આજ સુધી હું તમને મારા જન્મદાતા માતાજી જાણતો હતો, પણ હવે તમે મને સાચેસાચી વાત કહો. રાણીએ બહુ આનાકાની સાથે કહ્યું કે મારે પુત્ર નહોતો પણ રાજાજી વનમાં શિકારે ગયા હતા ત્યાંથી તું મળી આવ્યો હતો. આ બધી હકીકત મળતી આવી, તથા જે જંગલમાંથી આ બાળક મળ્યો હતો તે જંગલમાં બધાં ગયાં અને જે ગુફામાં તેનો જન્મ થયો હતો તે બતાવી. અંતે માતા પુત્ર ભેટયા અને જુની રાણીના આગ્રહથી તેજ રાજા કાયમ રહ્યો.

થોડા સમય પછી એક મોટો વેપારી ત્યાં વહાણુ લઇ આવ્યો. તેની પાસે દાણુ માંગતા તેણે કહ્યું કે મને દરબારમાં લઈ જાવ. હું રાજાજીને ચાર રત્ન નજર કરીશ. બહુજ માન સાથે તેને દરબારમાં લાવ્યા. ત્યાં બધાંયે એક કૌતક દીઠું. આ વેપારીનું મોંઢું આબેહુબ રાજાને મળતું

આવતું હતું. આ ઉપરથી રાજાએ પેલા વેપારીને પાસે બેસાડીને પુછયું કે ભાઇ, તમારી સાચી હકીકત કહો. આ વખતે રાજાએ પોતાની ખરી માતાને પડદા બાંધીને દરબારમાં બોલાવી હતી. તે વેપારી તો પેલો લાકડાના ઘોડાવાળો રાજકુમાર હતો. તેણે પોતાની સાચી વાત દરબારમાં કહી. રાજા પડદા પાછળ જઇને પોતાની માતુશ્રીને મળ્યા. તેની આંખમાં હર્ષનાં આંસુ ભરાયાં હતાં. તેણે કહ્યું, ભાઇ ! આજ તારા પિતાજી છે. પરંતુ રાજાએ વિચાર્યું કે લોકોની પણ ખાત્રી કરવી જોઈએ. તેથી તેણે પંડિતોને પૂછયું કે એક લોહીનું સગપણ શી રીતે સાબીત કરી શકાય ? પંડિતોએ કહ્યું કે એક થાળીમાં પાણી નાંખો. પછી તેમાં જુદા જુદા માણુસોનાં લોહીના ટીપાં નાંખો. જે એક લોહીના સગાં હશે તેમનું લોહી એક થઈ જશે. આ ઉપરથી દરબારમાં એક થાળીમાં પાણી ભર્યું ને તેમાં રાજાએ પોતાના, પેલા વેપારીના તથા પોતાની માતાના લોહીનાં ટીપાં નાંખ્યાં. પ્રધાન તથા બીજાં પણ બે ત્રણ જણનાં લોહીનાં ટીપાં નાંખ્યાં. તેમાં ત્રણ જણનાં લોહી એક થઈ ગયાં. આથી બધે આનંદ આનંદ થઇ ગયો, અને માતા, પિતા તથા પુત્ર ભેટયા.

હવે પેલા લાકડાના ઘોડાવાળા રાજકુંવરને પોતાને ઘેર જવાનું મન થયું. તેથી તેમણે બધું રાજ પ્રધાનમંડળને સોંપ્યું, અને પછી જાત્રાને બહાને ત્યાંથી નિકળ્યા. ઘણે સમયે તેઓ ત્રણે જણાં પોતાને મૂળ દેશ પહોંચ્યા. ઘરડો રાજા પુત્રવિયોગે ઝુરીને ઇશ્વર ભજનમાં દિવસ ગાળે છે,

અને સુતારના પુત્રનું દુઃખ તો કહેવાય તેવું પણ નહોતું. એકાએક રાજકુંવર ત્યાં જઈ પહોંચ્યા એટલે સર્વેને બહુજ આનંદ થયો. ઘરડા રાજાએ રાજપાટ આ કુંવરને સોંપી દીધું. સુતાર પ્રધાન બન્યો, અને આ આનંદને સમયે બહુ દાન અપાયાં.

આ રીતે વિક્રમરાજાએ વાત પુરી કરી, અને સર્વનાં મન હરણ કરી લીધાં. મકાનની માલિક બાઈ આવી અને રાજાને ચરણે પડીને કહ્યું કે, હે પરદુઃખભંજન રાજા, હું તમારી વગર ખરીદેલી ગુલામ છું. ત્યારે રાજાએ ઉત્તર આપ્યો, કે તું મારી પુત્રી જેવી છું. પણ મારા દેશમાંથી એક બ્રાહ્મણ આવ્યો હતો તેને તેં બહુ દુઃખ દીધું છે. તે તને બહુજ ચાહે છે, અને તારા વિયોગથી દુઃખી છે. માટે તું મારી સાથે ચાલ. તે બ્રાહ્મણ સાથે હું તારાં લગ્ન કરી આપીશ. ત્યાર પછી તે રૂપાળી સ્ત્રી વિક્રમરાજા સાથે ગઈ. પેલો બ્રાહ્મણ હજુ તે મંદિરમાંજ રહે છે ત્યાં જઈને તેને વિક્રમરાજાએ આ સ્ત્રી સોંપી. પછી બહુજ ધામધુમથી તેમના લગ્ન થયાં, અને વિક્રમરાજાએ તેમને સાત ગામ ભેટમાં આપ્યાં.

આવા પરાક્રમનાં અને પરોપકારનાં કામ જે કરશે તે આ સિંહાસન ઉપર બેસશે. એમ કહીને પવિત્રા નામની પુતળી આકાશમાં ઉડી ગઈ.



